ॐ

# શંકા-સમાધાન.

તથા

# શ્રીન્યાયવલ્લભ.

---

કર્તા પરબ્રહ્મનીષ્ટ

## શ્રીવ્યાસજી વલ્લભરામ સુર્યરામ

ઠે. અમદાવાદ રાયપુર પખાલીની પોળના
મહારાજશ્રીના સિદ્ધાન્તો.

છપાવી પ્રસિદ્ધ કરનારનાં નાંમા આ પાનાની પાછળ છે.



કિંમત રૂ. ૦-૧૦-૦
પોસ્ટેજ રૂ. ૦—૩-૦

ॐ

# શંકા-સમાધાન.

કતા પરબ્રહ્મનિષ્ટ

વ્યાસજી વલ્લભરામ સુર્યરામ

ઠે. અમદાવાદ રાયપુર પખાલીની પોળના

મહારાજશ્રીના સિદ્ધાન્તો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મોક્ષમારગી.

પા. દાજીભાઇ જોરભાઇ ગામ દેત્રાલ તા. ભરૂચ.

ભા. લાલભાઇ નરોતમદાસ ભરૂચ, કતોપર બજાર.

દેવજીભાઇ નાથુભાઇ મુ. અળધરૂ જી. સુરત સ્ટે. ગંગાધરા.

મી. ઉત્તમરામ ભાણાભાઇ નવસારી ગેટ બજાર.



અમદાવાદ—"ધી ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃતી ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

દોહરો.

**વાંચો તે જન વાંચતાં, લેજો શબ્દ વિચાર;**
**નિતી ન્યાય વીવેકમાં, વ્હેવાર સંભવિત સાર.**

---

## મોક્ષેચ્છુઓને

# જાહેર ખબર.

## મહારાજશ્રીનાં બનાવેલાં જ્ઞાનમય પુસ્તકોનું લીસ્ટ.

| પુસ્તકનાં નામ. | કીંમત. | પોસ્ટ ખરચ. |
|---|---|---|
| ભાવાર્થ પ્રકાશ. | ૧--૮-૦ | ૦-૪-૦ |
| મોક્ષમારગી ભગવદ્ગીતા. | ૦-૧૦-૦ | ૦-૧-૬ |
| વલ્લભ પદમાળા. | ૦-૧૪-૦ | ૦-૧-૬ |
| વચનવલ્લભ વંવારા સાથે. | ૦-૧૩-૦ | ૦-૧-૬ |
| વલ્લભ વિષ્ટી. | ૦—૭-૦ | ૦-૧-૦ |
| શંકા સમાધાન. | ૦--૫-૦ | ૦-૧-૦ |
| ન્યાય વલ્લભ. | ૦ · ૫-૦ | ૦-૧-૦ |
| બ્રાહ્મણ શુદ્રનો સંવાદ. | ૦—૨-૦ | ૦-૦-૬ |
| બ્રહ્મવાદ ખંડન. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| ત્યાગ તારણ. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| વય વીચાર. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| ધર્મ ચાનક. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| જ્ઞાનગોષ્ટી. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| શીવલીંગ શંકા. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| શીવલીંગ શંકાનું સમાધાન. | ૦--૧-૦ | ૦-૦-૬ |
| પ્રણવપટ નાનો. | ૦—૧-૦ | ૦-૦-૬ |
| પ્રણવપટ જાડો મોટો. | ૦—૧-૦ | ૦-૦-૬ |
| પ્રણવપટ મોટો. | ૦--૨-૦ | ૦-૦-૬ |
| ત્યાગીના પત્રો. | ૦--૦-૬ | ૦-૦-૬ |
| મહારાજશ્રીની છબી. | ૦--૨-૦ | ૦-૦-૬ |
| ૫૦ ચેતવણીની ચોપડી. | ૦--૮-૦ | ૦-૨-૦ |

વાણી વલ્લભ છપાય છે.
વલ્લભ નિતી છપાય છે.

ઉપર લખેલાં પુસ્તકમાંથી જે પુસ્તક મંગાવો તે પુસ્તકના પોષ્ટ ખરચ માટે ઉપરની ત્રીજી લાઈનમાં લખ્યા પ્રમાણે પોષ્ટ ખરચ અને દરેક વી. પી. એક પુસ્તકની કે વધારે પુસ્તકની હશે તેના ઉપર રજીષ્ટરના બે આનાની ગણીને પોષ્ટની ટીકીટો પુસ્તક મંગાવતાની સાથે બીડી દેશો તો પછી પુસ્તકો મોકલવામાં આવશે. ને જે ચોપડીની પુસ્તકની કીંમત સહીતની ટીકીટો પોષ્ટેજ છ છ પાઇ છે તે પરબીડીઆમાં ઘાલી પ્રથમથી મોકલવી એટલે તે મોકલવામાં આવશે તે વિના મોકલવામાં આવશે નહીં. લી. **રસુજીલાલ વલ્લભરામ.**

# અનુક્રમણીકા.

ॐ

# શંકા-સમાધાન

અને

# ન્યાયવલ્લભ.

## શંકા ૧ લી.

### શાસ્ત્ર પુરાણ સાચાંના પ્રમાણ વિશે.

સંવત ૧૯૬૩ ની સાલમાં પરબ્રહ્મનિષ્ટ વ્યાસજી મહારાજ વલ્લભરામ સુર્યરામ શેહેર ભરૂચમાં મોક્ષમારગી, નરોતમદાસ બેહેચરદાસના મકાનમાં કેટલાક મોક્ષમારગી મનુષ્યોની સભા સહીત પોતે વિરાજેલા હતા. તેમનું ચંદન પુસ્પવડે લોકોએ પુજન કરેલું હતું. તે સમે દસ-વિશ નાસ્તીકોએ આવી વ્યાસજી મહારાજને એવો પ્રશ્ણ કર્યો કે હે માહારાજ શાસ્ત્ર પુરાણોને તમો જુઠાં માનો છો કે સાચાં ?

વ્યાસજી—વેદશાસ્ત્ર પુરાણ અને અનુભવી જ્ઞાનવાન પુરૂષોના મુખની વાણીથી થએલાં પુસ્તકો, તે સર્વને અમો તો સાચાં માનીએ છીએ.

નાસ્તીક—વેદને તો અમે પણ સાચા માનીએ છીએ. પણ શાસ્ત્ર પુરાણને અમે સાચાં માનતા નથી, કેમકે તે તો બ્રાહ્મણોએ રળી ખાવા સારૂ ગજવામાંથી ગપોડાં કહાડયાં છે. તથાપી જો તમો સાચાં કેહેતા હો તો તે, સાચાં છે એવું કોઇ પુસ્તકનું પ્રમાણ બતાવો છો ?

વ્યાસજી—વાહ વાહરે આર્યબંધુ, તમારા જેવી શંકા લાવીને તમારા વચનને અમે સત્ય માનીએ તો વેદ પણ જુઠા છે, એમ થાય. કેમકે શાસ્ત્ર પુરાણને સાચાં ઠરાવવા તમોએ પુસ્તકનું પ્રમાણ માગ્યું ? તેવુંજ અમો તમારી પાસે માગીએ કે વેદ સાચાં છે એવું ઠરાવવા તમે કોઈ પુસ્તકનું પ્રમાણ બતાવો ? એટલે વેદ સાચા છે એવું લખેલું કોઇ પુસ્તક બતાવો. તે વેળા તમો શું કેહેશો ? ને શું પુસ્તક લાવી બતાવશો ?

નાસ્તીક—શાસ્ત્ર પુરાણ ઉપરથીજ વેદ સાચા છે, એવું સીદ્ધ થાય છે; તો પછી બીજાં કીયાં પુસ્તકનું પ્રમાણ માગો છો ? તમારા રૂશી મુનીજ શાસ્ત્ર પુરાણમાં વેદને કબુલ કરી ગયા છે, તો પછી બીજું શું પ્રમાણ જોઇએ છીએ ?

વ્યાસજી—અરે ભાઇ તમે તો એમ કહી ગયા છો કે બ્રાહ્મણોએ રળી ખાવા માટે શાસ્ત્ર પુરાણો જુઠાં ઉભાં કર્યા છે ને તે જુઠાં છે તો પછી તે જુઠાં પુસ્તકોમાં કહેલું તે સાચું કેમ મનાય? ને બ્રાહ્મણોએ રળી ખાવા જુઠાં કરેલાં તેથી તેમનુ કહેલું સાચું મનાય નહી તેથી વેદ પણ જુઠા છે એમ થશે, માટે કહો હવે કેમ કરશો? જો તમો શાસ્ત્ર પુરાણને રૂશી મુનીનાં રચેલાં કોઇ પણ પુસ્તકો વીનાનું પુસ્તક લાવી બતાવો તો વેદ સાચા મનાય?

નાસ્તીક—એવું તો એકે પુસ્તક જાણવામાં નથી. પણ મને એવી શંકા રેહે છે કે જે શાસ્ત્ર પુરાણ અને મોહોટા પુરૂષોના મુખની વાણી જે જે કથેલી છે તેનું કોઈ પણ પુસ્તકનું પ્રમાણ હોવું જોઇએ. નહિ તો સર્વ પુસ્તક ગાલપુરાણ કેહેવાય, કેમકે કોઈ પણ પુસ્તકનું પ્રમાણ એટલે આધાર લીધા વીના જે પુસ્તક રચાએલાં હોય તે કપોળ કલપીત ગણાય. માટે કોઇ પણ પુસ્તકનો આધાર તો જોઇએજ.

વ્યાસજી—જુઓ ભાઈ કોઇ પણ પુસ્તકના આધાર વિનાના પુસ્તકોને કપોળ કલપીત માનશો તો વેદ પણ કપોળ કલપીત મનાશે. કેમકે પ્રથમ જ્યારે વેદ થયા હશે ત્યારે તે કીયા વેદના આધારે થયા હશે? તેનો વિચાર કરો. નાનાભાઈ જ્ઞાનવાન મોહોટા પુરૂષની વાણીને કોઈ પુસ્તકનો આધાર હોયજ નહી, કેમકે તેમની વાણી અનુભવ સિદ્ધ હોય છે. માટે તે નીરાધારજ હોય, જેમ વેદ નિરાધાર છે તેમજ શાસ્ત્ર પુરાણને મોહોટા પુરૂષોની વાણી તે સર્વ નિરાધારજ હોય છે. તથાપી તેનું કોઈ પ્રમાણ માગે તે અજ્ઞાન છે. ફક્ત અજ્ઞાની વિદ્વાનોનેજ પ્રમાણ જોઇએ, તે વિના અનુભવિ જ્ઞાનવાનોને પુસ્તકનાં પ્રમાણો જોઇતાં નથી. છતાં તમે પુસ્તકોનું પ્રમાણ માગો છો તે તમારૂં અજ્ઞાન છે. ફક્ત વેદ શાસ્ત્ર પુરાણ અને જ્ઞાનવાનના મુખની વાણીમાં એટલુંજ જોવું જોઇએ. કે તે વાણી ન્યાય નિતિ વિવેક ને વ્યવહારમાં અનુસરતી ને સંભવતી વાણી છે કે નહી, એટલુંજ જોવું જોઈએ. હવે કહો ભાઇ શાસ્ત્ર પુરાણને મોહોટા પુરૂષોની વાણીને માટે તમારે કોઇ પુસ્તકનું પ્રમાણ જોઇએ છીએ કે કેમ? જો પ્રમાણ જોઇએ એમ કહેશો તો જે વેદને તમો સાચા માનો છો, તેનું પ્રમાણ તમારે બીજા કોઇ પુસ્તકથી આપવું પડશે, જો તમે ન્યાયને સમજતા હો તો જેવી રીતે તમે પ્રમાણ માગો છો તેવિ રીતે તમારે પણ પ્રમાણ આપવું જોઈએ, અને પુસ્તકનું પ્રમાણ નહી આપો તો વેદ પણ જુઠા ગણાશે. જુઓ વેદ સાબીતીને સારૂ કોઇ પુસ્તક નહી મળે તો તેને પણ તમારે જુઠા માનવા જોઇએ. જો જુઠા નહિ માનો તો તમો મીથ્યા મુમતથી અન્યાય ભરેલું બોલો છો એમ સીદ્ધ થશે. જો વેદને જુઠા માનશો તો તમે કેવળ નાસ્તીક છો એમ અમે માનીશું, કહો હવે આપને શું કહેવું છે?

નાસ્તીક—હવે ન્યાય રીતે તો માહારે કેહેવાનું કાંઈજ રહ્યું નહી. કેમકે ન્યાય રીતે શાસ્ત્ર પુરાણનું પ્રમાણ અમે માગીએ છીએ તેવું વેદનું અમારે આપવું જોઇએજ.

વ્યાસજી—જુઓ ભાઇ પ્રથમ શાસ્ત્ર પુરાણના કર્તાએ કીયા શાસ્ત્રને કીયા પુરાણનું પ્રમાણ લેઈને શાસ્ત્રને પુરાણ કર્યા ? એમ શંકા કરીએ તો પ્રથમ વેદના કરતાએ કીયા વેદના આધારે ને કીયા વેદનાં પ્રમાણ લેઇને વેદ કર્યા હશે ? વળી કોઇ પણ શાસ્ત્રને આધારે શાસ્ત્ર અને કોઈ પણ પુરાણને આધારે પુરાણ થયાં હોય તો કોઈ પણ વેદને આધારે વેદ થયેલા હોવા જોઇએ. ને વેદ નીરાધાર કેહેશો તો આધાર વિનાનાં પુસ્તકને તમો માનતા નથી માટે વેદને તમારે માનવા યોગ્ય નથી. હે નાસ્તીક ભાઇ વેદશાસ્ત્ર ને પુરાણ એ મોહોટા પુરૂષોના મુખની વાણી છે તેથી તેને માનવા યોગ્ય છે. વળી તેમાં ભયાનક રૂચક ને યથાર્થ વચનો હોય તે સમજી લેવાં યોગ્ય છે. તેમ તેમાં જ્ઞાન વિનાના વિદ્વાનોનું ઉમેરણ હોય તે પણ જાણી લેવું જોઇએ. કારણકે જે વિષય ન્યાય નિતી વિવેક ને વ્યવહાર રહીત હોય તે વિશય અજ્ઞાની વિદ્વાનોનું ઉમેરણ સમજી તેટલો ભાગ વરજીત કરવો જોઇએ. એજ રીતે આગળ થઈ ગયેલા જ્ઞાનવાન અને અનુભવિયોની વાણી વેદ શાસ્ત્રને પુરાણ જેવીજ માનવી જોઇએ. તેમજ હાલના જ્ઞાનવાન અનુભવીયોની વાણી તે પણ તેવિજ જાણવી જોઈએ. જેમાં ન્યાય નિતી વિવેકને વ્યવહારમાં અનુસરતી વાત હોય તેનું પ્રમાણ માગવું તેજ અજ્ઞાન છે. અખંડાનંદકી જે.

---

## શંકા બીજી.

## બ્રાહ્મણો વટલાયા વિશે.

સંવત ૧૯૬૫ ની સાલમાં પરબ્રહ્મ નિષ્ટ વ્યાસજી મહારાજ વલ્લભરામ સુર્યરામ શેહેર નવસારી વિષે પંચોળી સુથાર ઉત્તમરામ ભાણાભાઈ તથા કલાણભાઇ ભાણાભાઇ તથા કલાણભાઇ ભુલાભાઈના તેડાવવાથી માહારાજશ્રી નવસારી પધારેલા હતા, ત્યાં કેટલાક મનુષ્યોની સભા થએલી હતી. તે સમે એક બ્રાહ્મણે આવી એવો પ્રશ્ન કર્યો કે હે માહારાજ ક્ષત્રીનું જમેલું અન્ન બ્રાહ્મણ જમે તો તે વટલાએલા ખરા કે નહી ?

વ્યાસજી—હા ભાઇ, ક્ષત્રીનું જમેલું અન્ન બ્રાહ્મણ જમે તે બ્રાહ્મણ વટલેલાજ જાણવા.

નાસ્તિક—વારૂ માહાજ આપનું બોલેલું વચન આપ યાદ રાખજો. હવે હું એમ પુછુ છું કે રામચંદ્ર અને શ્રી કૃષ્ણ તે શી વરણના હતા તે કહેશો ?

વ્યાસજી—હા ભાઇ વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણ અને દશરથના પુત્ર શ્રી રામ એ બેઉ ક્ષત્રી વરણ હતા.

નાસ્તિક—હે માહારાજ હાલ જ્યાં જ્યાં રામ કૃષ્ણનાં મંદિરો હોય છે ત્યાં રામકૃષ્ણને રાંધેલી રસોઇનો થાળ આરોગાવીને તે થાળનું અન્ન બ્રાહ્મણ જમે છે તેથી તે બ્રાહ્મણો વટલેલા ખરા કે નહી ?

વ્યાસજી—જુઓ ભાઇ હાલમાં જે જે મંદીરોમાં રામકૃષ્ણ છે, તે મંદીરોમાં રામકૃષ્ણની આગળ થાળ ધરાવે છે, તે રામકૃષ્ણને તમો રામકૃષ્ણ માનો છો કે કેમ ?

નાસ્તિક—ના મહારાજ, તે મુર્તિઓને અમે તો પત્થરના માનીએ છીએ.

વ્યાસજી—જુઓ ભાઇ અમે બ્રાહ્મણો પત્થરના ખાંણીઆમાં ખાંડેલો લાડુ ખાઇએ છીએ તેથી અમે વટલાતા નથી તેમ તેથી તમે પણ અમને વટલેલા માનતા નથી. તો જે રામકૃષ્ણની મુર્તિને તમે પત્થર માનો છો તે પત્થર આગળ મુકેલી થાળ બ્રાહ્મણો જમે તેથી તેને વટલેલા કેમ કહેવાય ? જો તમે તે મુર્તિઓને સાક્ષાત રામકૃષ્ણ માનતા હો તો તેનું આરોગેલું બ્રાહ્મણ આરોગે ત્યારે તો વટલેલા ખરા; પણ તમે તો તેને પત્થર માનો છો તો પછી બ્રાહ્મણને વટલેલા શી રીતે કહો છો ? વળી એમ પુછીએ છીએ કે જેને તમે પત્થરની મુર્તિયો માનો છો તે પત્થરની મુર્તિયો થાળમાંથી ખાતી હશે કે નહિ ?

નાસ્તિક—ના, પત્થરની મુર્તિઓ ખાય નહીં.

વ્યાસજી—જુઓ ભાઈ તમારા કહેવા પ્રમાણે મંદીરોમાં રામકૃષ્ણની મુર્તિઓ છે તે રામકૃષ્ણ નથી. અને તે પથરા છે તેમ તે પથરાની મુર્તિઓ ખાતી નથી, તો તે મુર્તિયોને મુકેલી થાળ બ્રાહ્મણ જમે તેથી બ્રાહ્મણ વટલ્યા કહેવાય ?

નાસ્તિક—ના માહારાજ.

વ્યાસજી—તમારા મોહોથીજ તમે કબુલ કરો છો કે વટલાય નહી. ત્યારે તમારી શંકા ખોટીજ છે. તેમ તમારો પ્રશ્ન રહેતોજ નથી. માટે વગર સમજ્યું પ્રશ્ન આજ પછી કોઇનો કરશો નહી. અખન્ડાનંદકી જે.

---

## શંકા ત્રીજી.

## થાળમાં તુળશી મુકવા વિષે.

સંવત ૧૯૬૫ માં મહારાજશ્રી વ્યાસજી વલ્લભરામ ગામ દેત્રાલ વિશે પટેલ હીરાભાઈ મીઠાભાઈ તથા પા. હરીભાઈ કરસનદાસ તથા ઈશ્વરભાઇ તથા છીતાભાઇ ભીખાભાઈ તથા છોટાભાઈ મીઠાભાઇ તથા નરોતમદાસ જોરભાઇએ મહારાજશ્રીને બ્રહ્માનંદ કરવા તેડાવ્યા હતા. ત્યાં હીરા પટેલને ઘેર

ઉત્તમ આસન પર વિરાજેલા ત્યાં આખા ગામના પાટીદાર મોક્ષમાર્ગી જીવો માહારાજની આગળ માહારાજનું ચંદન પુષ્પવડે પુજન કરી બેઠેલા તે સમે પટેલ દાજીભાઇ જોરભાઈએ પ્રશ્ન પુછયો કે હે કૃપાનીધિ, ઠાકોરજીને ધરાવવા સારૂ લોકો રાંધી રસોઇની થાળ રસોડામાં પુરે છે ને થાળમાં તુળશી મુકે છે, તે પછી થાળ લેઇ જઈને ઠાકોરજીને ધરાવે છે. તેમાં માહારી એવી શંકા છે કે તુળશી જે વંદા જાળંધરની સ્ત્રી હતી તે તુળશીને એટલે તે વંદા સ્ત્રીને પહેલી થાળમાં મુકવાથી તે સ્ત્રી પેહેલી આરોગી ચુકે છે. પછી તે ઉચીષ્ટ થાળ ઠાકોરજીને સહુ ધરાવે છે. તે સ્ત્રીનું ઉચીષ્ટ ઠાકોરજી કેમ આરોગતા હશે ? ને આરોગે તો અયોગ્ય કર્યું ગણાય કે નહિ ? આનો ઉત્તર કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઇ સત્સંગ વિનાના અજ્ઞાનની ભકતોનું કર્તવ્ય એવું હોય છે. પણ જેણે સત્સંગ કરી જ્ઞાન મેળવ્યું હોય છે તે એવું કરે નહિ.

દાજીભાઇ—વારૂ માહારાજ ત્યારે કેવું કરવું જોઇએ ? જુઓ કે તુળશી દળ વિના ઠાકોરજી કાંઈ પણ અંગીકાર કરતા નથી. તો પછી કેમ કરવું ?

વ્યાસજી—પ્રથમ થાળ પુરીને ઠાકોરજીની આગળ મુકવી તે પછી તુળશી કે તુળશીદળ એટલે તુળશીનું પત્ર થાળની બહાર થાળની પાસે શુધ્ય જગોમાં કે શુધ્ય પાટલા ઉપર મુકવું પણ થાળમાં મુકવું નહિ. તેમ કરતાં પણ સુર્લભ એ છે કે ઠાકોરજીની શેવા કરીને તુળશી દળ પ્રથમથીજ ઠાકોરજી પાસે મુકી દેવું. તે પછી થાળ બેઉના સમક્ષ લાવીને મુકવી. એ રીતે વિવેકથી કામ કરવું. એટલે બાધ લાગે નહિ. એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી છે.

---

## શંકા ચોથી.

### તુળશી ખાવા વિષે.

ગામ ત્રાલસીના મોક્ષમાર્ગી, પટેલ ભાઇજીભાઈ હાથીભાઇએ પ્રશ્ન પુછયો કે અહો મહારાજ તુળશી છે તે માહા પવિત્ર વસ્તુ છે. તેને ભગવાનના ભક્ત લોક બચડ બચડ ચાવી ખાય છે. તે તુળશી ખાનારના પેટમાં જઇ વિષ્ટા સાથે વિષ્ટારૂપ થાય છે. તેથી એવી શંકા ઉઠે છે કે તુળશી સરીખી પવિત્ર વસ્તુને વિષ્ટાદ્વારાએ નર્કના ભેગી કરી કાઢવી એટલે તે પવિત્ર તુળશીને અપવિત્ર કરવી તેનો દોષ ખરો કે નહિ ?

વ્યાસજી—હા ભાઇ ઘણોજ દોષ છે. પણ જો રાની તુળશી ઔષધીના ભાવથી ઔષધીમાં લે તેનો દોષ નથી. પણ જે ધર્મ તુળશી ખાય છે તેને મહા પાપ લાગે છે. દેહમાં તુળશીનો સ્પર્શ થવાથી આપણો દેહ પવિત્ર થાય છે. એમ માનીએ છીએ પણ તે તુળશી તો અપવિત્ર થાય છે તેમાં

ભુલ નહિ. અને તે પવિત્રને અપવિત્ર કરવી તેનો મહા દોષ છે.

ભાઈજીભાઇ—અરે મહારાજ આપ એમ કહી ગયા કે દેહમાં તુળશી સ્પર્શ થવાથી દેહ પવિત્ર થાય છે. પણ તુળશી અપવિત્ર થવાથી, પવિત્ર વસ્તુને અપવિત્ર કર્યાનો મહા દોષ લાગે છે. એ આપે કહ્યું તે ન્યાય રીતે જોતાં ખરૂં છે. તથાપિ દેહ પવિત્ર કરવાને શું કરવું તે કૃપા કરીને કહો.

વ્યાસજી—તુળશી દળ ઉપર જળ રેડીને અથવા જળમાં તુળશી નાંખીને તે જળનું આચમન લેવું, એટલે તે તુળસીનું ચર્ણામૃત લેવાય પણ તુળશી ખાવી નહિ. એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા પાંચમી.

## જગતમાં કોઇ સતી નથી તે વિષે.

સંવત ૧૯૬૫ માં હું વ્યાસજી મગનલાલ દયારામ વ્યાસજી વલ્લભરામની શેવામાં ગામ પરગામ જ્યાં જ્યાં મહારાજ શ્રી જાય ત્યાં બનતા સુધી હું જાઉછું. તેજ રીતે સીધપુરથી આગગાડીમાં બેશી અમો ગુરૂ શીષ્ય ઘેર જતા હતા. તેવામાં તેજ ગાડીમાં બેઠેલા કોઇ સિદ્ધપુરના વકીલ તથા તેમની સાથે ઘણું કરીને મેસાણાના સેક્રેટરી બેઠેલા હતા તેમાંથી તે બેઉમાં એવી વાત ચાલી કે જગતમાં કોઈ સતી છેજ નહિ. એટલે સેક્રેટરીએ કહ્યું કે તરછટ એમ તો હોય નહિ. ત્યારે વકીલે કહ્યું જો કોઇ મને એકજ સતી બતાવે તેને હું રૂપીયા સોનુ ઇનામ આપું. એટલે એક સુરતના ગોરજી ગાડીમાં બેઠેલા હતા. તેણે કહ્યું કે જુઓ અહલ્યા, તારા, દ્રુપતિ, સીતા, મંદોદરી, આ સતીયો કેહેવાઈ તે શું સતીયો નહિ ? ત્યારે વકીલ બોલ્યા નાના જુઓ અહલ્યા સતી હોય તો ઇંદ્રને ઘરમાં કેમ ઘાલ્યો હતો, ને પોતાના પતિનો શ્રાપ કેમ પામી હતી ? વળી દ્રુપતિ સતિ કેહેવાય નહિ, કેમકે એણે ઉઘાડે છોગે પાંચ પતિ કર્યા હતા. તારાએ ને મંદોદરીયે દીયરોની સાથે દીયેરવટાં કર્યાં હતાં, સીતા રાવણને ત્યાં રહ્યાં ને વળી માથે કલંક આવ્યું તેથી રામચંદ્રે ત્યાગ કર્યા હતાં એ રીતે જોતાં કોઇ પણ સતિ નથી. વળી ભર્તુહરિની નારી પીંગળા જેને ખાન, પાન, ધન, માલ, રાજપાટ અને મહા રૂપવાન રાજા પોતાનો પતિ હતો છતાં અશ્વપાળની સાથે હળી હતી તો ગરીબ ગુરબાની સ્રીઓ સતીઓ હોય તે સંભવતું નથી માટે જગતમાં કોઈ પણ સતિ છેજ નહિ. એટલે જોડે એક પાટીદાર, વૃદ્ધ માણુસ બેઠેલા હતા તેણે કહ્યું કે અરે વકીલ સાહેબ તરછટ એમ હોય નહિ જો એમ હોય તો પૃથ્વી રહેજ નહિ, કોઈ પણ સ્રીયો સતિ હશેજ અને તેવીજ સતિયોના પુન્યેજ આ પૃથ્વી ધારણ રહી છે. માટે કોઇ પણ સતિ નથી એમ કહેશો નહિ.

એટલે વકીલ સાહેબ બોલ્યા કે વધારે તો નહિ પણ એક બે સતિ બતાવો તો રૂપીયા સો આપું. આ રીતે ઘણી ઘુમતા ઘુમતી ચાલી, ત્યારે કંટાળીને પરબ્રહ્મનીષ્ઠ શ્રી વ્યાસજી વલ્લભરામ બોલ્યા અરે વકીલ સાહેબ તમે કહો છો કે એક બે સતિ કોઇ બતાવો તો સો રૂપીયા ઈનામ આપું, તો અમો તમોને એક બે તો શું પણ હાલને હાલ બે ચાર સતિયો બતાવિયે અને તે આપ કબુલ કરો તો પછી સો રૂપીયા તો નહિ પણ ૧૦ રૂપીયા આપશો ? વકીલ સાહેબ કહે કબુલ કબુલ બતાવો. વ્યાસજી બોલ્યા ૧૦ રૂપીયા ન આપો તો એક રૂપીયો તો આપશો ? વકીલ સાહેબ કહે હા હા બતાવો. વ્યાસજી બોલ્યા જુઓ વકીલ સાહેબ જેવો રોગ તેવી દવા આપીએ તેમાં ખોટું લગાડશો નહી. એકતો સતિ તમારી જનેતા, બીજી તમારી દીકરી ત્રીજી તમારી બેન; કહો હવે તમારે કેટલી સતિયો જોવી છે ? બોલો તે સતિયો ખરી કે નહિ. એવાં વ્યાસજીનાં વચન સાંભળી વકીલ સાહેબે કાંઇ જવાબ આપ્યો નહિ; ત્યારે વ્યાસજી મહારાજે કહ્યું તમે જે એક રૂપીઓ આપવાનો કહ્યો છે તે અમારે જોઈતો નથી પણ ગમે ત્યાં ધરમાદા વાપરી દેજો એટલે વકીલની સાથે બેઠેલા સેક્રેટરી સાહેબે વકીલ સાહેબને કહ્યું કે વકીલ સાહેબ આજ તમારી વકીલાત કયાં સુઇ ગઈ ? તો પણ વકીલ સાહેબ બોલ્યા નહી. પછી ગાડીમાં બેઠેલા તમામ લોકોએ ખુશી થઇ માહારાજને નમસ્કાર કર્યા. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૬ ઠી.

## છપન કરોડ જાદવ વિષે.

સંવત ૧૯૬૬ ની સાલમાં પરબ્રહ્મ નીષ્ટ માહારાજ શ્રી વ્યાસજી વલ્લભરામ, ગામ વરસોડામાં મોક્ષમારગી કવિ પ્રહ્લાદજી દલસુખરામને ઘેર પધારેલા ત્યાં સોની જગજીવન ઉરફે જુગલભાઇ જેઠારામે માહારાજશ્રીને પ્રશ્ન કર્યો. અહો માહારાજ આ આખા હીન્દુસ્થાનમાં અઠાવીશ કે ત્રીસ કરોડ મનુષ્યની વસ્તીની ગણતરી થએલી છે. તો બ્રાહ્મણો કથા વારતામાં એમ કહે છે કે દ્વારીકામાં છપનકોટી એટલે છપન કરોડ જાદવ હતા. માટે પુછું છું કે એક નાહાનું સરખું ગામ દ્વારીકાં તેમાં છપન કરોડ જાદવનો સમાસ થયો શી રીતે. આ વાત તદન ખોટી ને જુઠી લાગે છે માટે આ વિષે ઉત્તર આપવા કૃપા કરો.

વ્યાસજી—તમો એ શંકાથી પ્રશ્ન કર્યો તે કરવા યોગ્ય છે. પણ તમારો પ્રશ્ન અધુરો છે તે અમો પુરો કરીને પછી તેનો ઉત્તર કરીશું. પણ તમારા પ્રશ્નને અમે ટેકો આપીને તમારો પ્રશ્ન મજબુત કરી આપીએ તે સાંભળો. એમ કહી માહારાજશ્રી બોલ્યા, જુઓ ભાઈ એક નાહાનું સરખું ગામ દ્વારી-

કાં તેમાં છપનકોટી એટલે છપન કરોડ જાદવ હતા, તે સરવે કાંઈ કુંઆરા નોહોતા તેથી છપન કરોડની છપન કરોડ સ્રીયો પણ હશે, એટલે સ્રી પુરૂષો થઇને એક અબજ ને બાર કરોડની વસ્તી થઇ. વળી તે જાદવોને કોઇને એક છોકરૂં કોઇને ચાર છોકરાં ને કોઇ વાંજીયાં પણ હશે. પણ સરેરાસ એક એક છોકરૂં ગણીએ તો છપન કરોડ છોકરાં થયાં. એટલે એક અબજ ને અડસઠ કરોડની વસ્તી થઇ. તે છોકરાંમાંથી અડધા પડધા તો દીકરા હશે તેમાંથી અડધા પડધા તો પરણેલા હશેજ તો તેની ચઉદ કરોડ સ્ત્રીઓ થઇ એટલે એક અબજ ને બ્યાસી કરોડની વસ્તી થઇ. તેમ કોઈને ત્યાં દુધ ખાવા ગાય ભેંશ એવાં વધારે નહી તો વસ્તીના પ્રમાણમાં દશ કરોડ તો પશુ હશે, વળી તેને પાંચ કરોડ વાંછડાંએ હશે ? એ રીતે ગણતાં અને શ્રી કૃષ્ણની સોળ હજાર એકસોને આઠ સ્રીયો તથા એક લાખ સાઠ હજારને એકાશી છોકરા એમ તેમ ગણાતાં બે અજબની વસ્તી થાય. તેનો દ્વારીકામાં સમાસ થયો સંભવતો નથી આ વારતા સાંભળી સરવે સભાના મનુસ્યો હસવા લાગ્યા કે આ વાત ખરી છે. આટલા બધાંનો સમાસ દ્વારીકામાં થાય નહી. પછી મોક્ષમારગી જાની નારણભાઇ રવિદતે માહારાજશ્રીને કહ્યું હે માહારાજ આ શંકાને આપ વિના કોઈ નિવર્ત કરે એમ નથી માટે આપ એ શંકાનો ઉત્તર કરો. એટલે માહારાજશ્રી બોલ્યા જુઓ ભાઈ દ્વારીકામાં છપન કોટી જાદવ હતા, તે વાત ખરી છે. પણ આ ઠેકાણે કોટી શબ્દનો અર્થ કરોડ કર્યો છે તે અર્થ કરનારે સમજ્યા વિનાનો કર્યો છે. તે ખોટો છે. ને ખરો અર્થ તો કોટી એટલે કુળ છે. ને કુળ એટલે એક એક કુટુંબનો જથો જેમ જીવ કોટી દેવ કોટી એ શબ્દ વપરાય છે તે જથાનો જથાનો શબ્દ છે. તેમ છપન કોટી એટલે છપન કુળના ક્ષત્રીયોની વસ્તી દ્વારીકામાં હતી. એટલે કોઇ કુળના પચાસ મનુષ ને કોઇ કુળના સો કોઇ કુળના દશ કોઇ કુળના બસો એ રીતે છપન કુળના જાદવોની વસ્તી દ્વારીકામાં હતી તે છપન કુળને કોટી શબ્દ વાપરેલો છે. તે કોટી શબ્દનો અર્થ અજ્ઞાન વિદ્વાનોએ કરોડ એવો કર્યો છે પણ કોટી એટલે એક એક કુટુંબ એટલે એક એક બાપનો પરીવાર તેને કુટુંબ અથવા કુળ કેહેવાય, કુટુંબ અથવા કુળ તેનું નામ કોટી છે. એ રીતે છપન કોટી જાદવ હતા એટલે છપન કુળના જાદવ હતા. તેને છપન કોટી જાદવ કહે છે. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્દાનંદકી જે.

---

## શંકા ૭ મી.

## ટીલક કે ચાંલ્લા કરવા વિશે.

સંવત ૧૯૬૬ ના ફાગણ વદમાં ભરૂચ નીવાશી મોક્ષમારગી દલાલ ભીખાભાઇ જીવણદાસને ઘેર પરબ્રહ્મનીષ્ટ વ્યાસજી મહારાજ વલ્લભરામજી

પધારેલા તે સમે મોક્ષમારગી મનુષ્યો ઘણા બેઠા હતા. તેમાં છેલ્લા ભગત આશારામ નરોતમદાશ માહારાજને પુષ્પનો હાર પહેરાવી બેઠા તે સમે એક નાસ્તીકે આવી માહારાજશ્રીને પ્રષ્ણ કર્યો કે હે મહારાજ હાલમાં ઘણાક મનુષ્યો ધર્માસ્તીકપણુ દેખાડવા પોતાના કપાળમાં ટીલાં ટપકાં ને ચાંલ્લા કરે છે, એ ચીત્રામણો ચીતરવાં તે શું વ્યાજબી છે ?

વ્યાસજી—કેહે છે હા ભાઇ વ્યાજબી છે.

નાસ્તીક—જુઓ માહારાજ વ્યાજબી છે, એમ કોહો છો તો તે ટીલાં ટપકાં ને ચાંલ્લા કરવાનુ કીયા વેદમાં કહ્યુ છે. તે કાંઈ બતાવશો ?

વ્યાસજી—અરે ભાઈ વેદમાં જેનેજેને જેવુંજેવું કરવાનું કહ્યું હોય તેને તેને તેવું તેવુંજ કરવું ને વેદમાં જે કાંઇ કહ્યું ન હોય તે નજ કરવું ?

નાસ્તીક—ના જુઓ માહારાજ વેદમાં જે કહેલું ન હોય તે નજ કરવું વેદમાં જે કરવાનું કહ્યું નથી છતાં કરે તે પાપી છે.

વ્યાસજી—જુઓ ભાઈ આ તમારા પ્રષ્ણનો ઉત્તર કરીએ તેમાં ખોટું લગાડશો નહી. કેમકે, જેવો રોગ તેવી દવા તેમજ જેવો પ્રષ્ણ તેવો ઉત્તર દેવો પડે છે. માટે ન્યાયથી તમારી પાસે કબુલ કરાવવા તમને પુછીએ છીએ કે, વેદમાં ધોતીયાં પોતીયાં પહેરવાનુ કીયે ઠેકાણે લખ્યું છે કે કહ્યું છે તે કહેશો ? જો વેદમાં ફલાણે ઠેકાણે લખ્યું છે અથવા કહ્યું છે એમ તમે નહી બતાવો તો તમે વેદ વિરૂદ્ધ કામ કરો છો એમ થશે. ને વેદમાં પોતીયાં ધોતીયાં પહેરવાનુ લખેલું ન હોય છતાં તમે પોતીયાં ધોતીયાં પેહેરો તો તમે પાપીજ છો. કેમકે તમે એમ કહી ગયા છો કે વેદમાં જે ન કહ્યું હોય તે નજ કરવું. છતાં તમો પોતીયાં પેહેરો છો તે તમે વેદ વિરોધી ને માહા પાપી ખરા કે નહિ ? એવાં વ્યાસજીનાં વચન સાંભળી નાસ્તીક ભાઇ ચુપ થઇ ગયા. પછી માહારાજશ્રીએ સર્વ સભાને કહ્યું જુઓ ભાઈ વેદ છે તે ઈશ્વરના કરેલા છે, તેમજ ન્યાય નિતી ને વિવેક તે સંસારના વ્યવહારને માટે માહાન પુરૂષોનાં કરેલાં છે, માટે વેદનું કેહેવું ને માહાન પુરૂષોનું કેહેવું માનવા યોગ્ય છે. જુઓ કે વેદે તો ફક્ત અનાદી જે સત્ય સત્ચીદાનંદ તેનુંજ વર્ણન વર્ણવેલું છે અને માહાન પુરૂષોએ આ જે અસત્ય પિન્ડ બ્રહ્માન્ડાદી છે તે અસત્ય સંસારના વ્યવ્હારમાં સત્ય રીતે વર્તવા સારૂ ન્યાય નિતી ને વિવેકની જે જે કીયા છે તે બતાવી છે. માટે તે કરવી. જુઓ કે જે સ્ત્રી રંડાએલી એટલે ધણી વિનાની છે તેને કપાળે ચાંલ્લો હોતો, નથી, તેમ તેનાથી કરાતો નથી, કેમકે તે નેધણીયા છે. તેમ આપણા જે મનુષ્યને ધર્મ સંબંધમાં ઇશ્વર ધણી નથી તેનેજ કપાળે ચાંલ્લો નહી હોય માટે આપણુ હિંદુ ધર્માસ્તીકોએ તીલક ચાંલ્લા કરવા તે સીદ્ધ છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૮ મી.
## જાતી ધર્મ વિષે.

સંવત ૧૯૬૬ માં નવસારી પાસે ગામ ખડસુપામાં પટેલ ભીખાભાઇ ઉકાભાઇ તથા મણીલાલ ગોવીંદજી તથા મોરારજી ઉકાભાઇ તથા પટેલ જીવણભાઇ તથા લાલજી માહારાજશ્રીને લેઇ ગયા હતા. ત્યાં મતીયા ઉરફે હડીયાનો એટલે કબ્બર વિગેરે પુંજવાનો ધર્મ હિંદુ વર્ણ પાટીદારોમાં ચાલે છે. તે લોકો મહારાજશ્રીના પધારવાથી માહારાજશ્રી પાસે જઇ ધર્મ ચર્ચા કરવા બેઠા. એવામાં એક મતીયા પાટીદારે મહારાજશ્રીને પ્રશ્ન કર્યો કે હે મહારાજ મુસલમાની ધર્મ અને હિંદુ ધર્મ કાંઇ જુદા હશે ? તે સમે માહારાજશ્રી હશીને બોલ્યા જુઓ ભાઇ ધર્મ માત્રમાં ઇશ્વરનો સબંધ છે. તે ઇશ્વર તો કોઈનો જુદો નથી. પણ ધર્મ સબંધી રીતીયો જુદી છે તેથી હિંદુ જાતીએ હિંદુ ધર્મની રીતિ પાળવી ને મુસલમાનોએ મુસલમાનના ધર્મની રીતી પાળવી, તેજ વ્યાજબી છે. એટલે મતીયા ધર્મવાળો કહે છે અરે માહારાજ મુસલમાનની રીતમાં ને હિંદુની રીતમાં કાંઇ ફેર નથી, જુઓ કે હિંદુમાં ચોવિસ અવતારને માન્યા છે. તેમ મુસલમાનોમાં ચોવીશ પેગંબરને માન્યા છે. જેમ હિંદુમાં શ્રાધ કરે છે તેમ મુસલમાનમાં ફાતીયા કરે છે. એ રીતે જોતાં રીતીમાં કાંઇજ ફેર નથી. છતાં તમો ફેર જાણતા હો તો બતાવો.

વ્યાસજી—જુઓ ભાઈ ઇશ્વર સ્મર્ણ કરતા હિંદુ પુર્વાભી મુખે બેસે ને મુસલમાન પશ્ચીમને મુખે બેસે. હિંદુ અંગરખાનું બોરીયું જમણી તરફ઼ ઘાલે ને મુસલમાન ડાભી તરફ઼ ઘાલે. હિંદુ લોક ઇશ્વર સ્મર્ણ કરતાં પલાંઠી વાળે ને મુસલમાન ઉંધા પગ ઘાલે. એ પ્રમાણે રીતોમાં ઘણો ઘણો ફેર છે. માટે હિંદુમાં અવતાર ધારણ કરીને મુસલમાની ધર્મ પાળે ને મુસલમાનમાં અવતાર ધારણ કરીને હિંદુ ધર્મ પાળે તે બેઉ ધર્મ ભ્રષ્ટ થયા જાણવા. માટે સરવે મનુષ્યે જે જે જાતીમાં અવતાર ધારણ કર્યો હોય તેણે પોતપોતાની જાતીનાજ ધર્મમાં રહેવું. તેજ ધર્મવાન છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૯ મી.
## શીવલગ્નમાં ગણપતી સ્થાપન વિશે.

વડનગરમાં પટેલ છગનલાલ જોઇતારામે તથા પટેલ લીલાચંદ વિઠલભાઇએ મહારાજશ્રી વ્યાસજી વહ્લભરામને બ્રહ્માનંદનું જ્ઞાન લેવા તેડ્યા હતા ત્યાં ચંદન પુષ્પ વડે માહારાજશ્રીનું પુજન કરી ઘણા માણસની સભા ભરાઇ બેઠી હતી. તે સમે લાલદા રામજીએ એવો પ્રશ્ન કર્યો કે અહો માહારાજ જગતમાં જ્યાં જ્યાં હિંદુ લગ્ન થાય છે ત્યાં પ્રથમ ગણપતીનું સ્થાપન થાય છે. તે વિના

લગ્ન થતું નથી. માટે પુછું છું કે માહાદેવજી જે ગણુપતીના પીતા તેમનું લગ્ન થયું હશે ત્યારે કીયા ગણુપતીનું સ્થાપન કર્યું હશે ? જુઓ કે ગણુપતી તો માહાદેવના પુત્ર છે માટે મહાદેવ ને પાર્વતી પરણ્યા વિના કાંઇ ગણુપતીનો જન્મ થયો નહી હોય માટે મહાદેવને પાર્વતી પરણ્યાં તે વખત કીયા ગણુપતિનું સ્થાપન કર્યું હતું ?

વ્યાસજી—જુઓ ભાઈ મહાદેવજીનું ને પાર્વતિનું લગ્ન થયું ત્યારે ને અત્યારે ઇશ્વર કોટીમાં ગણુપતીનું સ્થાપન થતું નથી. એતો ગુણુપતિનું સ્થાપન થાય છે. અને માહાદેવજીના પુત્ર જે ગણુપતિ તેમનું જીવકોટીમાં સ્થાપન થાય છે.

જીજ્ઞાસુ—હે માહારાજ ઇશ્વર કોટી તે શું ? જીવકોટી તે શું ?

વ્યાસજી—સુર્યથી માંડીને બ્રહ્મા વિષ્ણુ શીવ અને શકિત સુધી ઈશ્વર કોટી કેહેવાય. અને સ્વર્ગના દેવોથી માંડીને મનુષ્ય પશુપક્ષી કીટ પતંગ સુધી જીવ કોટી કેહેવાય. તે જીવકોટી મનુષ્યોમાં ને સ્વર્ગના દેવોમાં પણ ગણુપતિ ઉત્પન્ન થયા પેહેલાં ને ગણુપતિને માહાદેવજીએ વરદાન આપ્યા પેહેલાં તો સર્વમાં શુભ કાર્યે ગુણુપતિનું સ્થાપન થતું હતું. ને ગણુપતિ થયા પછી ને ગણુપતીને માહાદેવજીએ વરદાન આપ્યા પછી જીવકોટીમાં ગણુપતીનું સ્થાપન થાય છે. પણ ઈશ્વર કોટીમાં તો હજી સુધી ગુણુપતિનું સ્થાપન થાય છે.

જીજ્ઞાસુ—હે માહારાજ તમો ગુણુપતિ કોને કોહો છો ?

વ્યાસજી—માયાવશીષ્ટ જે અક્ષરધામી બ્રહ્મ તે મુળ માયાના જે રજો, તમો ને સત્વ એ ત્રણ ગુણના પતિ તે પ્રકૃતી પુરૂષનું નામ ગુણુપતિ છે. અને માહાદેવજીના જે પુત્ર છે તેતો ગણુપતી છે. કેમકે માહાદેવજીના જે ગણ છે તેનું ઉપરીપણું પાર્વતીએ ગણપતીને સોંપ્યું તેથી તેમનું નામ ગણુપતિ છે. એ રીતે જીવકોટીમાં ગણુપતીનું ને ઇશ્વર કોટીમાં ગુણુપતિનું સ્થાપન થાય છે. તે ગણુપતી ને ગુણુપતીએ એ શબ્દમાંજ અજ્ઞાની વિદ્વાનો સમજતા નથી માટે સર્વ ઠેકાણે ગણુપતી શબ્દ વાપરે છે. તેથી અજ્ઞાની લોકો સર્વ સ્થળે ગણુપતિને સમજે છે, માટે એમ સમજશો નહી ને માહાદેવજીના લગ્નમાં ગુણુપતીનું સ્થાપન થયું હતું એમ સમજજો એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૧૦ મી.

### દસદ્વાર વિશે પ્રશ્ન.

સુરત જીલ્લે ગામ ઓરાદમાં ઠાકોર કેસુરભાઈ હાજીભાઇ તથા અનોપભાઇ પ્રતાપસીંહે માહારાજશ્રીને બ્રહ્માનંદ સારૂ તેડયા હતા. ત્યાં ઘણા ગામોના

મનુષ્યોની સભા થઇ હતી. તે સભામાં એક બ્રાહ્મણ જે જ્યોતીશ વિદ્યા જાણતા હતા તેમણે માહારાજશ્રી વ્યાસજીને પ્રષ્ણ પુછયો કે હે માહારાજ સર્વ જીવોને દસદ્વાર હશે કે ઓછા વત્તા હશે ?

વ્યાસજી—અરે જોશી મ્હારાજ દસદ્વારાજ હોય એમ નિર્ણય નથી. કોઈને દસ હોય. કોઈને તેર હોય કોઇને પંદર હોય કોઇને વીસ હોય એ રીતે હોય છે માટે તેનો નીર્ણય નથી.

જોશી—અરે વ્યાસજી માહારાજ દસજ દ્વાર હોય, ઓછાવત્તી હોય નહી.

વ્યાસજી—અરે જોશીબાવા આપ જે દસદ્વાર કોહો છો તે ગણી બતાવશો!

જોશી—બે દ્વાર બે કાન, બે દ્વાર બે નેત્ર, બે દ્વાર એક નાશીકાનાં બે બાકોરાં એ છ, અને એક મોઢું એ સાત ને એક ગુદા એ આઠ ને એક લઘુશંકા એ નવ ને એક મુસ્તકની જે ખોપરી તેનો ઉપરનો ભાગ જે બ્રહ્માન્ડ કેહેવાય છે તે દસ એ રીતે દસદ્વારજ સર્વને હોય છે.

વ્યાસજી—જુઓ જોશી માહારાજ આપની ઘણીજ ભુલ છે, દ્વાર તો કોને કેહેવાય કે દ્રષ્ટીએ પડે તેવા પદાર્થનો જેમાં પેહાર નેહાર હોય તેને કેહેવાય અથવા એકલો પેહાર કે એકલો નેહાર હોય તો પણ તે દ્વાર કેહેવાય. પણ જે તમે મુસ્તકની ખોપરીને બ્રહ્માન્ડ કહી તેને જે દ્વાર કોહો છો તે ખોટું છે. જુઓ કે મુસ્તકની ખોપરીને દ્રષ્ટ પદાર્થનો કાંઈજ પેહાર નેહાર થતો નથી માટે તે દ્વાર ગણાય નહીં કદી તમે એમ કહેશો કે ટાઢ અથવા પવન પેસે છે તેથી તે દ્વાર છે ? જો એમ કેહેશો તો રૂંએ રૂંએ ટાઢ તાપ અને પવન જે અદ્રષ્ય પદાર્થ છે તેનો પેહાર છે, કેમકે રૂંએરૂંએ છીદ્ર છે. તેથી તે છીદ્રોને દ્વાર ગણીશું તો સર્વને અનંત દ્વારો છે એમ કહેવાશે; પણ દસજ દ્વાર છે એમ કહેવાશે નહી.

જોશી—વાહ વાહ માહારાજ હું આપના સામો અભીમાનથી વીવાદ કરવા બેઠો હતો ને હું એમ જાણતો હતો કે જે કહ્યા તેજ દસદ્વાર છે. પણ આપનાં વચનો સાંભળી હું ભરમાઇ ગયો. માટે નમસ્કાર કરી પુછુ છું કે દસદ્વારો સબંધી કેમ હશે, તે કૃપા કરીને આપ કહો.

વ્યાસજી—જુઓ ભાઇ બે કાનના, બે નેત્રનાં. બે નાશીકાના, એ રીતે છ દ્વર અને સાંતમુ મોઢું, આઠમુ ગુદા, નવમું લઘુશકા, ને દસમુ વિર્ય દ્વાર, એ રીતે મનુષ્યનાં પુરૂષ વર્ગમાં દશદ્વાર હોય એ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

જોશી—હે મહારાજ લઘુશંકા ને વિર્ય એતો એકજ દ્વારે આવે માટે તેતો એકજ કેહેવાય.

વ્યાસજી—ના ભાઇ લઘુશંકા ને વીર્ય દ્વાર એકજ હોય તો વિર્ય ભેગો પેસાબ જાય અને પેશાબ ભેગું વિર્ય જાય, માટે તે બેઉ દ્વાર જુદાં છે.

જોશી–માહારાજ આપ એમ કહી ગયા છો કે દષ્ટ પદાર્થના પેહાર નેહારનાં દશદ્વાર કરતાં વધારે પણ દ્વાર હોય છે. તે કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઈ સ્ત્રીઓને તેર દ્વાર છે. તે બધાં કેહેવા યોગ્ય નથી પણ જે સ્થાનમાંથી દુધ આવે છે તે બે દ્વાર પ્રત્યક્ષ છે, વળી કુતરી ભુંડણીને સ્થાનદ્વાર વિશેષ હોય છે. માટે દસજ દ્વાર છે એવું કેહેનાર ગપાષ્ટી ગુરૂનુ કહેલું સાંભળીને કેહે છે, અનુભવ કરીને કેહેતો નથી તે અજ્ઞાન છે. જગતના લોકોને ભરમાવી મારવા દસદ્વાર દસદ્વાર કહી ભરમાવી મારે છે તે કેવળ અજ્ઞાન છે.

જોશી—વાહ વાહરે માહારાજ આજ મને સંતોષકાર ખુલાસો મળ્યો, આપ સાક્ષાત વેદ વ્યાસજીનોજ અવતાર ભાસો છો. અખંન્ડાનંદકી જે.

---

## શંકા ૧૧ મી.

### ગુણ કરમે બ્રાહ્મણ થવા વિશે.

૧૯૬૭ માં ભરૂચમાં ચુનીલાલ નથુભાઈને ઘેર માહારાજશ્રી વ્યાસજી વલ્લભરામ પધારેલા ત્યાં ઘણા મોક્ષમારગી મનુષ્યો મહારાજશ્રીને પુષ્પના હાર પેહેરાવી સનમુખ બેઠેલા તે સમે નવિન સમાજવાળા દસ વિસ માણુસો આવ્યા તેમાથી એકે માહારાજશ્રીને પ્રશ્ન પુછયો કે હે માહારાજ ગુણ કરમે કરીને બ્રાહ્મણ ગમે તે વર્ણનો થઈ શકે કે નહી ?

વ્યાસજી—ના તે વિશે બ્રાહ્મણ શુદ્રનો સંવાદ એ નામનું પુસ્તક અમોએ છપાવેલું છે તે વાંચો એટલે તમારા પ્રશ્નનો ઉત્તર તમને મળશે.

સમાજી—માહારાજ બ્રાહ્મણ શુદ્રનો સંવાદ જોઈશું પણ એક શ્લોકમાં એમ કહ્યું છે કેઃ—

जन्मना जायते शुद्र, संस्कारा द्वीज मुच्यते;
वेदाभ्यासे भवेत विप्र, ब्रह्म जानाति ब्राह्मणः

જુઓ માહારાજ આ શ્લોકના પેહેલા ચરણમાં એમ કહ્યું છે કે જન્મે ત્યારે તો બ્રાહ્મણનો પુત્ર પણ શુદ્ર છે. ને પછીથી તો બ્રાહ્મણ થાય છે, ત્યારે બીજી વર્ણ કેમ બ્રાહ્મણ થાય નહી ?

વ્યાસજી—જુઓ ભાઇ કોઇ ધર્મ બોળુએ આ શ્લોકના પેહેલા ચરણનો છેલ્લો શબ્દ ફેરબ્યો છે. જ્યાં શુદ્ર લખ્યો છે ત્યાં શુદ્ર શબ્દ નથી એતો શુદ્ધ એવો શબ્દ છે. શાથી કે બ્રાહ્મણ વર્ણમાં અવતાર થયો ત્યારથીજ તે શુદ્ધ છે જો તેમ ન હોય ને શુદ્ર સીદ્ધ હોય તો તે બ્રાહ્મણને ઘેર અવતરેલું

છોકરૂ બ્રાહ્મણથી પોતાના ભેગું જમવા બેસાડાય નહી. અને બેસાડાતું હોય તો શુદ્રનું છોકરૂં ત્રણ વરસનું હોય તો પણ તેને અડીને જમવા બેસાતું નથી માટે શુદ્રનું છોકરૂં તેજ શુદ્ર છે. અને બ્રાહ્મણનું છોકરૂં જનોઇ દીધા વિનાનું મોહોટું હોય તો પણ તેને ભેગા બેસાડી જમવામાં બાધ આવતો નથી. તેથી બ્રાહ્મણને ઘેર જન્મે ત્યારથીજ બ્રાહ્મણનું છોકરૂં શુદ્ધ છે એમ જણાય છે. ને એમ જણાયાથીજ જોડે લઇને જમવા બેસાય છે વળી જમવા બેસાય છે તેથી એમ જણાય છે કે તે શુદ્ધ હોવુંજ જોઇએ, એમ પ્રત્યક્ષ પ્રમાણથી સીદ્ધ થાયછે અને સીદ્ધ થાય છેમાટેજ તે શ્લોકના પેહેલા ચરણના છેલ્લા શબ્દમાં શુદ્ધ એવો શબ્દ હોવો જોઈએ. તેથી શુદ્ર શબ્દ ખોટો છે ને શુદ્ધ શબ્દ લખેલો હોય તે સાચો શબ્દ છે. હવે શુદ્ર શબ્દનો જે પ્રત્યક્ષ વ્યવ્હારનો વિચાર કરી જુઓ. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૧૨ મી.

## શ્રીકૃષ્ણે ચીર હર્યાં તે વિશે.

૧૯૬૮ ની સાલમાં ઓછણમાં પટેલ, મથુરભાઇ મનોરભાઈ તથા તળશીભાઇ હીરાભાઇ તથા નરશીદાસ ગણેશે માહારાજશ્રી વ્યાસજી વલ્લભરામને તેડયા હતા ત્યાં માહારાજની આગળ મોક્ષમારગી શિષ્યોની સભામાં જ્ઞાન ચરચા ચલાવી બ્રહ્માનંદ કરતા હતા તે સમે એક નાસ્તિકે આવી માહારાજશ્રીને પ્રશ્ન કર્યો કે હે માહારાજ તમો કૃષ્ણને ઈશ્વર માનો છો તો તે કૃષ્ણ યમુનાજી ઉપરથી ગોપીયોનાં ચીર ચોરી કદમના ઝાડપર ચઢી ગયા. પછી ગોપીયો જમુનાજીમાં નાહી રહીને જમુનાજીના કીનારા પર પોતાનાં ચીર જોયાં તો ચીર દીઠાં નહી એટલે બીચારીયો ટાઢે ધ્રૂજતી ધ્રૂજતી નગ્ન સ્વરૂપે અડધુ અંગ જળમાં રાખી શ્રી કૃષ્ણને કરગરી ચીર માગવા લાગી. ત્યારે કૃષ્ણે કહ્યું કે સુર્યના સામુ જોઈ સુર્યને સો સો નમસ્કાર કરો તો ચીર આપું, એ રીતે ગોપીયોની એબ જોવાના ઇરાદાથી આવું કૃત્ય કર્યું તે શું ઈશ્વર હોય ? ને ઇશ્વરનાં લક્ષણ એવાં હોય ?

વ્યાસજી—અરે ભાઈ ગોપીયોની એબ જોવાના ઇરાદાથી શ્રી કૃષ્ણે ચીર ચોર્યાં નહોતાં તેમ ગોપીયો નગ્ન નોહોતી; આતો તમારી સમજ ફેર છે. જુઓ કે ઘણા ભાગે કોઇ સ્ત્રી ઘરમાં પણ નગ્ન સ્વરૂપે નાહાતી નથી, તો શું જુમનાજીના ઘાટ ઉપર ધોળે દહાડે નગ્ન થઇ નાહાતી હશે ? આ વાત કેમ મનાય એતો તમારૂ સમજવું ખોટું છે. અને ખરૂ શું છે તે સાંભળો જુઓ કે શ્રીક્રષ્ણ બાલ્યાવસ્થાના હતા, ને માહા મનોહર કાન્તીવાળા હતા, તેથી

સર્વ ગોપીકાયો તેમને રમાડવા ને આનંદ વિનોદ કરવા જ્યાં ને ત્યાં છંછેડતી હતી, તેવામાં એક દીવસ ગોપીઓ જમુનાજી નાહાવા ગઇ ત્યાં નાહીને પહેરવાનું અકેકું ચીર જમુનાજીની કીનારે મુકી પેહેરેલે વસ્ત્રે જમુનાજીમાં નાહાવા પડી. તે સમે શ્રી કૃષ્ણ લાગ જોઇ છાનામાના ગોપીયોના કીનારે મુકેલાં કોરાં ચીર લેઈ કદમ ઉપર ચઢી ગયા. ને કદમપર વાંસળી વગાડી તેથી ગોપીકાઓએ કૃષ્ણને આવ્યા જાણી જમુનાજીમાંથી બાહર નીકળીને વસ્ત્રો જોયાં તો વસ્ત્રો દીઠાં નહી તેથી ભીને શરીરે ટાઢથી ધ્રૂજવા લાગી ને પાછી પાણીમાં પડી. કારણ ટાઢના દીવસમાં પાણીમાં કાંઇક પણ હુંફારો રહે છે તેથી પાણીમાં પડી પોતાના વસ્ત્રો માગવા શ્રી કૃષ્ણને કરગરવા લાગી ત્યારે શ્રી કૃષ્ણ ખુશી થયા. એ રીતે આનંદ વિનોદ થયો છે. કાંઈ કૃષ્ણજીએ સ્ત્રીયોની એબ જોવાને એમ કર્યું નોહોતું તેમ ગોપીકાયો નગ્ન નાહાતી નહોતી ફક્ત તમારા સમજ્યામાં ફેર છે.

નાસ્તીક—અરે માહારાજ ભાગવત વાંચનારા અમારા સમજવા પ્રમાણે કેહે છે તેમ ચીત્રકારો પણ ગોપીકાને નગ્ન ચીતરી કદમલીલા બતાવે છે તે કેમ ?

વ્યાસજી—ભાગવતના કેહેનારા ગોપીયોને નગ્ન કેહેતા હોય ને ગોપીયોની એબ જોવાના હેતુથી શ્રીકૃષ્ણે એમ કર્યું એવું કેહેતા હોય તેનું અજ્ઞાન છે. તેમ તેવું કેહેનારનું કહેલું સાંભળી ચીત્રકાર ચીતરતા હોય તો તે કેહેનાર ને કેહેનારના કેહેવાથી તેવું ચીતરનાર બેઉ અજ્ઞાન છે એતો કેહેતાબી દીવાના ને સુનતાબી દીવાના એ કેહેવત પ્રમાણે જાણવા; કેમકે શ્રીકૃષ્ણ સાક્ષાત અંશાવતાર ઈશ્વર છે. તે કોઇ કાળે એમ કરેજ નહિ, એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૧૩ મી.

## વીધાત્રીના લેખ વિશે.

ગામ કલોલનો મોક્ષમારગી સોની હેમચંદ કસનદાસે માહારાજશ્રીને તેડયા હતા. ત્યાં વ્યાસજી માહારાજને હરજીવન પંડયાએ પ્રશ્ન કર્યો કે હે ગુરૂ ઘણાક એમ કેહે છે કે; જાકા પડીયા બુન્દ, તાકા લખીયા લેખ. બીજુ એમ કેહે છે કે; છઠ્ઠીના લખીયા લેખ, ફીટયા ફીટે નહી. એ રીતે બે પ્રકારે ઘણાકનું કેહેવું છે. માટે મને શંકા થાય છે કે જ્યારથી બુન્દ પડયું ત્યારથી લેખ લખાય છે. તે વાત ખરી હશે, કે, જન્મ થયા પછી છઠ્ઠીને દીવશે લેખ લખાય છે. તે વાત ખરી હશે ? આ બેમાંથી ખરૂ શું ?

વ્યાસજી—ભાઇ બેઉ વાત ખરી છે. જુઓ જ્યારથી બુંદ પડી ગર્ભ રહે છે ત્યારે એટલોજ લેખ લખાય છે કે આ દેહરૂપી ઘર ફલાણા જીવનુ

બંધાય છે. જેમ કોઇ જગાપર ઇંટો, માટી, ચુનો, લક્કડ આવી પડે છે ને ઘર બંધાવા માંડે છે, તે સમે કોઇ એમ પુછે કે આ ઘર કોનુ બંધાય છે તો તેનો એવો જવાબ મળે છે કે ફલાણાનું બંધાય છે. તેમ ગર્ભ રેહે છે ત્યારે એમ લખાય છે કે આ ઘરરૂપી ખોળીયું ફલાણા જીવનું બંધાય છે. તેમ ગર્ભ રેહે છે ત્યારે એમ લખાય છે કે આ ઘરરૂપી ખોળીયું ફલાણા જીવનું બંધાય છે. એટલુંજ લખાણુ લખાય છે તેથી તે કહેલું ખરૂં છે.

સોની—હે માહારાજ જે જીવ નવા ખોળીયામાં આવનાર છે તે તો ક્યારે તે ખોળીયામાં આવશે તેની ખબર કોને ?

વ્યાસજી—ઇશ્વરને અને ઇશ્વરની આજ્ઞાથી જીવમાત્રને એક ખોળીઆમાંથી લેઈ જઈ બીજા ખોળીયામાં લાવી મુકનાર જે વાયુદેવ તેનેજ ખબર હોય છે. તેમ તે જીવની કરણી પ્રમાણે ઇશ્વરનો તે વાયુદેવનો નીશ્ચે હોય છે. વળી જે જીવ એક ખોળીયામાંથી નીકળી બીજા ખોળીયામાં જવાનો હોય છે તેનાથી ચાર માસ પેહેલાં તેનું ખોળીયું બીજા ગર્ભમાં બંધાવા માંડે છે. વળી જે ખોળીયામાંથી જે જીવ નીકળવાનો હોય છે તેની પ્રકૃતીને લક્ષણ મરણના છ માસ પહેલાં ફેરફાર થાય છે, એટલે કરણી પ્રમાણે લક્ષણો થાય છે. અને તેનાં લક્ષણો ફર્યા પછી બે માસ કેડે એનું ઘરરૂપી ખોળીયું કોઇ ગર્ભમાં બંધાય છે, તે ખોળીયું બરોબર પુરેપુરૂં ગર્ભમાં પાકટ બંધાતા ચાર માસ થાય છે. ને તે ખોળીયુ બંધાઇ રહે છે ત્યારે જે ખોળીયામાં છ માસ પેહેલાં સ્વભાવ ફરેલો જે જીવ નીકળી બીજા ગર્ભમાં જવાનો હોય છે તે ગર્ભના પાંચમા માસમાં જઇ વાસ પુરે છે. તેથી તેનુ ઘરરૂપી જે ખોળીયુ બંધાવા ઇંટ માટીના સામાનરૂપી જે બુન્દ પડે છે, તે વખતથી એમ કેહેવાય છે કે જાકા પડીયા બુન્દ તાકા લખીયા લેખ. એટલે જે જીવને બુન્દથી બંધાતા ખોળીયામાં આવવાનું છે, તેનો તે ખોળીયામાં ફક્ત આવવાનોજ લેખ લખાઇચુકે છે. પછી તે ખોળીયામાં આવેલો જીવ ખોળીયા સહીત ગર્ભથી છુટે છે. એટલે જનમે છે, તેને છઠે દીવશે પાછા લેખ લખાય છે. તે કેવા કે તે જીવના તે દેહમાં તેને જીવતા સુધી શું શું સુખ ને શું શું દુઃખ થવાનું, તે લખાય છે. એ રીતે બે વખત લેખ લખાય છે. માટે બેઉ પ્રકાર જેણે જેણે કહ્યા છે તે બેઉ ખરા છે. એ રીતે તમારા પ્રશ્નનો ઉત્તર છે. એવાં વ્યાસજીનાં વચન સાંભળી સોની માહાજન બહુજ આનંદ પામી માહારાજશ્રીના ઉપર પુષ્પની વર્ષા કરી સાષ્ટાંગ કરવા લાગ્યા. અખન્ડાનંદકી જે.

## શંકા ૧૪ મી.

## દેવપોઢી એકાદશી વિશે.

સંવત ૧૯૬૯ માં નવસારીમાં મોક્ષમારગી મીસ્ત્રી; કલ્લાણભાઈ ભુલાભાઇ ને ઘેર માહારાજશ્રી વ્યાસજી વલ્લભરામની આગળ ઘણા મનુષ્યોની સભા ભરાઈ હતી તે સમે વ્યાસજીના મોક્ષમારગી, મીસ્ત્રી કલ્યાણભાઈ ગોવિંદભાઈ તથા દયારામ લાલા તથા કુબેર રગનાથ તેઓએ મળીને પ્રશ્ણ કર્યો કે, હે માહારાજ જે આ જગતમાં અશાડ સુદી એકાદશીને દેવપોઠી એકાદશી કેહે છે ને કારતક સુદી એકાદશીને દેવઉઠી એકાદશી કેહે છે. તેથી ઘણાક બ્રાહ્મણોને અને મહાત્માઓને પુછીએ છીએ કે દેવપોઢી ને દેવઉઠી એકાદશી તે શું? ત્યારે તે એમ કહે છે કે અશાડ સુદી એકાદશીએ ભગવાન પાતાળમાં જઇ પોઢે છે કેમકે ભગવાને પાતાળમાં જઈ બળીરાજાને ચાંપ્યો છે. એમ કેહે છે તેથી માહારા મનનું સમાધાન થતું નથી. માટે આપ માહારા મનનું સમાધાન કરો?

વ્યાસજી—જુઓ ભાઈ સહુ જગત અશાડ સુદી એકાદશીને દેવપોઢી એકાદશી કેહે છે ને કારતક સુદી એકાદશીને દેવઉઠી એકાદશી કેહે છે તે બેઉ એકાદશીયો દરેક વર્ષે આવે છે તેથી દરેક વર્ષે ભગવાન પાતાળ જઈ પોઢતા હોય તો તે ભગવાન પોઢી એકાદશી કેહેવાત. પણ આ તો દેવપોઢી એકાદશી કેહેવાય છે. માટે ભગવાન પોઢતા હોય તે સંભવતું નથી. જો ભગવાન જઈ પાતાળ પોઢતા હોત તો ભગવાન પોઢી એકાદશી કેહેવાત. તેમ છતાં બળીરાજાને ભગવાને પાતાળમાં ચાંપ્યો, એમ માનીયે તો તે મનાતુ નથી કેમકે બળીરાજા પોઢેલો છે ને ભગવાન તો તેની છાતી ઉપર ચરણ મુકીને ઉભેલા છે. તે ઉભા રહેલા ભગવાનને ભગવાન પોઢયા એવું કેમ મનાય? માટે ભગવાન જઇ પાતાળ પોઢયા તે કેહેનારનું કેહેવું ને સમજનારનું સમજવું ખોટું છે. જો તે ખોટું છે તો ભગવાન ઉઠયા તે પણ ખોટું છે. અને ખરૂ શું છે તે સાભળો. જુઓ ભાઇ અશાડ માસથી જે ચોમાસુ બેસે છે. ત્યારે વરસાદ આવે છે તે સમે જે અનાજ જેને આપણે અન્ન કહીએ છીએ તે અન્નને અન્નદેવ કેહેવાય છે તે અન્નદેવનું વાવેતર થાય છે. પ્રથ્વીની મહીં હળથી ખોદાણ કરીને તેમાં નંખાય છે. પછી તેના ઉપર પ્રથ્વીની મ્રત્તીકા ઢાંકી દેવાય છે. એ રીતે અન્નદેવતાને પોરાહાય છે. માટે તેનું નામ દેવ પોઢી એકાદશી કેહેવાય છે. કાંઇ દેવ પાતાળ પોઢી એકાદશી કેહેવાતી નથી. એ શબ્દ એટલોજ છે કે દેવપોઢી એકાદશી, ને દેવ ઉઠી એકાદશી, છતાં ભગવાન પાતાળ પોઢે છે એમ સંભવતું નથી. માટે અશાડ સુદી એકાદશીના અરસામાં અન્નદેવનું પ્રથ્વીમાં પોઢવું થવાથી દેવપોઢી અને કારતક સુદી એકાદશીના અરસામાં સર્વ અન્ન તૈયાર થઇ

બાહાર નીકળી આવે છે તેને દેવઉઠી એકાદશી કેહેવાય છે. એ રીતે દેવપોઢી ને દેવઉઠી એકાદશી સમજવી. એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૧૫ મી.

### બ્રહ્મા સરસ્વતી ઉપર મોહ પામ્યા વિશે.

આમોદ પાસે ગામ બુઆના મોક્ષમારગી બ્રાહ્મણ દલસુખરામ ભુલાશંકરે તથા મણીશંકર જીવરામે માહારાજશ્રી વ્યાસજીને પ્રશ્ન કર્યો કે હે ગુરૂ, રજો ગુણી જે બ્રહ્મા તે સરસ્વતી ઉપર મોહ પામ્યા એમ કેહેવાય છે, તેથી પુછુછું કે સરસ્વતી બ્રહ્માની પુત્રી કેહેવાય તેના ઉપર બ્રહ્મા મોહ પામીને પુંઠે દોડયા, તે ઘણુંજ અઘટીત કામ બ્રહ્માએ કર્યું અને બ્રહ્મા મોહોટા દેવ પુરુશ થઈને આવું કર્યું તેથી બ્રહ્માને ધીક્કારવા યોગ્ય છે કે નહી ?

વ્યાસજી—અરે ભાઈ એમ થયું નથી. એ તો કોઈ કેહેનારની લખનારની ને તમારી સમજનારની સમજ ફેર છે. આ વાત કેહેનારા મુળ પુરૂશનો હેતુ જુદો હતો તેને નહી સમજનારે અજ્ઞાનશી એમ કહ્યું છે કે બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતી ઉપર મોહ પામી પુંઠે દોડયા. ના ના એમ નથી એ તો સરસ્વતી જે વિદ્યા તે પોતાની પુત્રી સરસ્વતીમાં રહેલી હતી. તે વિદ્યા, સરસ્વતી જેવું રૂપ ધારણ કરીને સરસ્વતીના હૃદયમાંથી કાંઇ અપરાધને લીધે નીકળી ચાલી, તે બ્રહ્માના જોવામાં આવી તેથી તેને પાછી વાળી લાવવા બ્રહ્માજી તેની પુંઠ દોડયા, તે એવા મોહથી કે અહો જે આ પુર્ણ સરસ્વતી માહારા ઘરમાંથી જતી રેહેશે તો પછી માહારી મહતા રેહેશે નહી, અહો એના જેવી જગતમાં બીજી કોઈ છેજ નહી. માટે એને ઝાલી રાખું એમ સમજી બ્રહ્મા તે સરસ્વતીની પુંઠે રોકી રાખવા દોડયા છે. કાંઈ પોતાની પુત્રી સરસ્વતી ઉપર કે જે વિદ્યા શરસ્વતી ઉપર કામ વિકારી મોહથી ઝાલવા દોડયા નથી. જુઓ આજ કળીયુગના જીવોની પોતાની પુત્રી ઉપર વિકાર વ્રત્તી થતિ નથી. તો આ માહા જ્ઞાનવાન ને વિદ્વાન જે મહાન પુરૂશ ઇશ્વર સ્વરૂપ જે બ્રહ્મા તેમની એવી કુબુદ્ધિ થાય તે વાત સંભવેજ નહી. એ તો હાલના કહેનાર કે લખનાર કે સમજનાર જીવોની સમજ ફેર છે. અને સમજ ફેરથી અર્થના અનર્થ કરી નાંખી પોતે અવળું સમજી બીજાને અવળું સમજાવે છે. વળી કેટલાક કળીયુગના પ્રવેશેલા જીવો કોઈ મોહોટા પુરૂશોની વાણીયોના શબ્દોને પણ ફેરવી નાંખે છે. તે કેવળ અજ્ઞાન છે. માટે ભાવાર્થ સમજ્યા વિના ગમે તેમ બોલે. પણ બ્રહ્મા તો સરસ્વતી જે વિદ્યા તેના મહીમાનો મોહ પામી તે વિદ્યાની પુંઠે પડયા હતા. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે, અખન્ડાનંદકી જે.

## શંકા ૧૬ મી.

### વાણીયાની અગમ બુદ્ધી વિશે.

અમદાવાદના રહીશ વ્યાસ, અમથારામ પુરૂશોતમ, મહારાજશ્રીના સસુર પક્ષ સંબંધીએ મહારાજશ્રી વ્યાસજીને ચંદન પુષ્પ વડે પુજન કરી પ્રશ્ણ પુછયો કે હે મહારાજ કોઇ કવિએ એમ કહ્યું છે કે.

અગમ બુદ્ધિ વાણીયો, પાછળ બુદ્ધિ બ્રહ્મ;
તરત બુદ્ધી તરકડો, ગોદો માર્યે ગમ.

એટલે એમ કહ્યું કે વાણીયાની બુદ્ધિ અગમ ને બ્રાહ્મણની બુદ્ધી પાછળ ત્યારે શું બ્રાહ્મણો જે શાસ્ત્ર પુરાણ વિગેરેના કર્તાની બુદ્ધી વાણીયા કરતાં પણ પાછળ એટલે ઓછી હશે?

વ્યાસજી—ના, ના ભાઇ કેહેનાર કવિનું કેહેવું તો સવળું છે. પણ આજના અજ્ઞાનીયોનું સમજવું અવળું છે તેમ બ્રાહ્મણ વર્ણના દ્વેશીલાઓએ આ દોહરાના અર્થ અવળા કર્યા છે. નહિ તો કેહેનારનું કેહેવું તો સવળું છે તે સાંભળો જેને પરમેશ્વર સંબંધી ગમ નથી એવા જે ગમ વિનાના તેને અગમ કેહેવાય તેથી જે વાણીયાની જાતી છે તેને માઇક વ્યવહારની ને માઇક વ્હેપારની સંપુર્ણ ગમ છે તેથી વ્યવહારમાં ને વ્હેપારમાં તેમને પુરેપુરી ગમ પડે છે પણ જે અલૌકીક પરમેશ્વર સંબંધી ગમ નથી ને ગમ પાડનાર મળે તો પણ ગમ પડતી નથી માટે વાણીયાને અગમ એટલે ગમ વિનાનો કહ્યો છે અને બ્રાહ્મણની પાછળ બુદ્ધિ કહી છે; તેનો હેતુ એવો છે કે હાલના ચાલતા જમાનાની પાછળ શું થશે તે જાણનાર બ્રાહ્મણોજ છે, માટે તેમને પાછળ બુદ્ધી કહ્યા છે.

પ્રશ્ણમાં પ્રશ્ણ—હે મહારાજ પાછળ શું નીપજશે એવી વાત બ્રાહ્મણો ભાંખી ગયા છે તે કૃપા કરીને કહો!

વ્યાસજી—જુઓ ભાઈ ઘણા ગ્રંથોથી એમ જણાય છે કે કળીયુગ આવશે ત્યારે આમ થશે આમ થશે એવું ઘણું ભાંખી ગયા છે. વળી કૃષ્ણાવતાર થતાં પેહેલા વ્યાસજી આખું કૃષ્ણચરીત્ર અને રામાવતાર પેહેલાં વાલમીકજી રામચરીત્ર ભાંખી ગયા છે માટે પાછળ શું થશે તે બુદ્ધિ બ્રાહ્મણમાંજ છે. તેથી પાછળ બુદ્ધી બ્રાહ્મણ કહ્યા છે. એજ તમારા પ્રશ્ણનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૧૭ મી.

### કયા બંમનકી બંધની તે વિશે.

સુરત જીલ્લે ગામ બોરદમાં ઠાકોર અમરસીંગ કેસરભાઇને ત્યાં માહારાજશ્રી પધારેલા તે સમે અનોપભાઇ પ્રતાપસિંહની સાથે આવેલા. એક બ્રાહ્મણે કહ્યું કે હે માહારાજ જગતમાં એમ કેહેવાય છે કેઃ—કયા બંમનકી બંધની, કયા

કુનબીકો કોલ એટલે, બ્રાહ્મણના બોલ્યાનો બંધ નહી ને કણબીનો કોલ એટલે વચન ખરૂં નહીં એવું કેહેનારનો શો હેતુ હશે તે કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઇ એ દોહરાની અડધી કડીમાં કહ્યું, તેમાં કોઇ દુષ્ટે શબ્દો ફેરવી નાંખેલા છે. એમાં તો એમ કહ્યું છે કે કયા બે મનકી બંધની, કયા કોન બી કો કોલ એટલે જેના બે મન છે, તેની બોલ્યાની બંધની ન હોય અને કયા કોન બીકો કોલ એટલે કોનાએ બીથી ઉત્પન્ન થયેલા એવાનો કોલ પણ શું ? એ રીતે તમે કહ્યું તે દોહરાનું અડધું ચરણ છે. તેના બ્રહ્મદ્વેશીયે શબ્દો ફેરવેલા છે. નહિ તો મુળ પુરૂષે તો અમોએ કહ્યું તે પ્રમાણે કહેલું છે. ને તે કેહેનારનો ભાવ પણ તેજ છે. એ રીતે તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૧૮ મી.

### સંધ્યા ત્રપણ વિષે.

નવસારી પાસે મહુવા તાલુકાનું ગામ ઝેરવાવરામાં મોક્ષમારગી, કેશવભાઇ ડાહ્યાભાઈને ત્યાં મહારાજ શ્રી પધારેલા હતા તે સમે એક મોક્ષમાર્ગીએ પ્રષ્ણ કર્યો છે. હે માહારાજ ઘણાક એમ કહે છે કે બ્રાહ્મણો નાહ્યા ધોયા વિના જુઠાં ટીલાં તાણીને માગી ખાવા નીકળે છે. ને વળી ગામડાનાને તો કાંઇજ કેહેવાનું નહિં. એમ કહીને એવું કેહે છે કે,

સંધ્યા તરપણ શાંતીકું, કોદાળી ખટ કરમ;
ઘેર રાખે બે આખલાં, તો રે' બ્રાહ્મણનો ધરમ.

હે માહારાજ આ કોઇ કવિનું કહેલું ખરૂં માનવું કે ખોટું.

વ્યાસજી--કવિનું કહેલું તો ખરૂં છે, પણ કોઈ બ્રહ્મદ્વેશીએ પોતાના હૈયાના ભઇઆ કહાડી શબ્દોને ફેરફાર કરી બ્રાહ્મણ વર્ણ ઉપર અભાવ કરાવા કહેલું છે, પણ મુળના કવિનું કેહેવું તો કેવું છે તે સાંભળો.

સંધ્યા તરપણ શાન્તી દુ, કો દાહાડી ખટ કરમ;
ઘેર રાખે બે આ ખરાં, તો રહે બ્રાહ્મણનો ધરમ.

જુઓ ભાઈ સંધ્યા અને તરપણ, દુ કેહેતાં બે, તે એ બે શાન્તીનાં આપવાવાળાં છે. એટલે બ્રાહ્મણોને સંધ્યા અને તરપણ એ બે શાન્તી આપનારાં છે. તે ઉપર કહેલા દોહરાના પેહેલા ચરણનો હેતુ છે, ને બીજા ચરણમાં એમ કહ્યું છે કે, કો દાહાડી ખટ કર્મ. એટલે જે બ્રહ્મયજ્ઞ કરવો ને કરાવવો. બ્રહ્મયજ્ઞ એટલે બ્રાહ્મણે જમવું ને જમાડવું બે કર્મ તે, અને દાન આપવું ને લેવું, બે કર્મ તે. અને ભણવું ને ભણાવવું બે કર્મ તે, એ રીતના છ કર્મ બ્રાહ્મણનાં છે તે છ કર્મમાં દ્રવ્યની ઘણી સારી સ્થિતિ જોઇએ છીએ, માટે તે છ કર્મ નિત્યાન તો નહિ પણ કો દાહાડી એટલે કોક દિવસ કરવાં જોઇએ. એ રીતનાં જે બે કર્મ અને ત્રીજા ચરણમાં એમ કહ્યું કે સંધ્યા ત્રપણ

થઇને એક કર્મ કહ્યું ને ખાવા ખવરાવવા વિગેરેના જે છ કહ્યાં તે છ થઇને એક બીજુ કર્મ એ રીતના બે તેને વિષે એવું કહ્યું કે ઘરમાં રાખે બે આ ખરાં એટલે ઉપર કહ્યાં તે બે ખરાં રાખે તોજ બ્રાહ્મણનો ધર્મ રહે એ રીતે કહેનાર કવિનો કેહેવાનો હેતુ છે. છતાં અજ્ઞાની નાસ્તિકો જે બ્રહ્મદ્વેશી આસુરી જીવો છે, તે જુઠા શબ્દો ગોઠીને અવળા અર્થ કરી લોકોને જુઠું સમજાવે છે, કેહે છે હે મહારાજ આપે જે કર્મ કહ્યાં તે ઠીક છે. તથાપિ માહારા સાંભળવામાં તો એમ છે કે સ્નાન, સંધ્યા, જપ, હોમ વિગેરે છ કર્મો છે. અને આપ ભણવું ભણાવવું વિગેરે જે છ કર્મ કહ્યાં તે બ્રાહ્મણના છે, એમ કોહો છો તે શામાં લખ્યું છે ?

વ્યાસજી—મનુસ્મૃતિના પેહેલા અધ્યાયના અઠાશીમાં શ્લોકમાં છે તે જુઓ વળી અમારૂ રચેલું ન્યાયવલ્લભ નામના પુસ્તકના એકત્રીસમાં પ્રશ્નનો ખુલાસો વાંચો, એટલે તમારા મનનું સર્વ સમાધાન થશે, અખન્ડાનંદકી જે.

---

## શંકા ૧૯ મી.

## શીપચથી શંખ વાગ્યા વિષે.

સંવત ૧૯૬૯ ના ચૈત્ર માસમાં મુંબાઇ નિવાસી, નયનસુખલાલ સોલીસીટર સાહેબે ધર્મ સબંધી વાખ્યાન કરવા સારૂ શ્રી વ્યાસજી વલ્લભરામજીને તેડયા હતા. તે સમે વ્યાસજી માહારાજના ઉતારા ઉપર મુંબઈના માટુંગા હનુમાન નજીકના રેહેવાશી જૈનધર્મી શા. સુરચંદ તારાચંદે આવી પ્રશ્ન પુછયો કે હે માહારાજ તમારા શ્રી કૃષ્ણ ભગવાને એમ કહ્યું છે કે,

ઉંચ થઇને ના ભજે, ચાન્ડાળ સરખો તેહ;
નીચ થઇ મુજને ભજે, તે જાણું માહારો દેહ.

હે મહારાજ પાન્ડવના રાજસોઇ યજ્ઞને વિશે, નીચ જાતિ સીપચ જન્મ્યો ત્યારે શંખ વાગ્યો, તે સમે શ્રી કૃષ્ણ ભગવાને ધરમ રાજા પ્રત્યે એમ કહ્યું છે કે નીચ દેહનો હોય પણ તે ભજનારો મહારોજ દેહ છે. માટે પુછું છું કે ગમે તો ઉત્તમ વરણ બ્રાહ્મણનો દેહ હોય પણ જે ઇશ્વરને નથી ભજતો તે ચાન્ડાળ સરખો છે. આ વાત આપને માન્ય છે કે કેમ ?

વ્યાસજી—શ્રી કૃષ્ણનું કહેલું અમારે માન્ય છે, પણ તમે શ્રી કૃષ્ણના કેહેવાનો હેતુ સમજ્યા નથી. તેથી તમારા મનમાં કાંઇ શંકા ઉઠેલી છે. પણ અમે શ્રી કૃષ્ણના કહેવાનો હેતુ કહીએ તે તમે સાંભળશો એટલે તમારા મનનું સમાધાન થશે; માટે સાંભળો. જુઓ ભાઇ રાજસોઈ યજ્ઞનો એવો પ્રયોગ હતો કે જે જગોપર એ યજ્ઞ થતો હોય ત્યાંથી એક યોજન ફરતું કોઇ પ્રાણી ભુખ્યું રહેવું જોઈએ નહી. તેથી યજ્ઞ કરી સર્વ પ્રાણીનું પોશણ કર્યું હતું, પણ

એક નીચ જાતી સીપચ આંખનો આંધળો ભુખ્યોને તરશ્યો એક ક્ષેત્રમાં એકાન્ત બેઠો બેઠો હરી ભજન કરતો હતો. તેથી ભુખ્યાને લીધે શંખ વાગતો નોહોતો, પછી તેને ભીમશેને લાવી જમવા બેસાડયો. તે ઘણો ભુખ્યો હોવાથી સર્વ સામગ્રી ભેગી ચોળીને જમી ગયો. તેની દ્રુપતીને એમ શંકા થઇ કે આ નીચ જાત તે શું જમી જાણે. એવિ શંકા થવાથી શંખનાદ થયો નહી. પછી તે વાત શ્રી કૃષ્ણે જાણી એટલે દ્રુપતીને કહ્યું કે એને પગે લાગો તો શંખ વાગે તવ દ્રુપતીએ તેમ કર્યું એટલે શંખ વાગ્યો, ઠેકાણે શ્રી કૃષ્ણે એમ કહ્યું છે કેઃ—

ઉંચ થઇને ના ભજે, ચંડાળ સરખો તેહ;<br>
નીચ થઇ મુજને ભજે, તે જાણું માહારો દેહઃ

એવાં શ્રી કૃષ્ણનાં વચન સાંભળી ધર્મ રાજાએ કહ્યું કે અહો માહારાજ આ સીપચ તમને ભજે છે તેથી તેને તમે તમારો દેહ કહ્યો; તો હવે એ સીપચને અડકતાં હરક્ત શું ? ત્યારે શ્રી કૃષ્ણે યુધીષ્ટરને કહ્યું કે માહારા કહેલાં વચનને સમજીને એને અડકો. જુઓ કે મેં ભજનારાને મારો દેહ કહ્યો છે. તેથી મને ભજનારો જે આત્મા સીપચના દેહમાં રહેલો છે તેને અડકજો. અને એનો દેહ છે તેતો જડ પદાર્થ છે. તે જડ પદાર્થ મને ભજતો નથી. જો જડ પદાર્થ જે દેહ તે દેહથી માહારૂં ભજન થતું હોય તો જે વખત દેહમાંથી ચૈતન્ય આત્મા નીકળી જાય છે તે વખત દેહ અત્રે પડેલો હોય છે તે માહારૂં ભજન કરતો નથી માટે તે માહારો દેહ નથી. ફકત મને ભજનારો જે આત્મા તે ભજનારાને મેં મહારો દેહ કહ્યો છે. એ રીતે સમજીને મને ભજનારને માહારો દેહ સમજીને અડો, એનો જે જડદેહ તેને અડશો તો ધર્મભ્રષ્ટ થશો. કેમકે જે ચૈતન્ય આત્મા છે તે તો અગ્નીરૂપ છે. અને દેહ છે તે ઞતીકાના ચુલા રૂપ છે. જો ચુલો કોઇ નીચ વરણનો હોય તો તે ચુલાના ઉપર લીંપે પણ તે ચુલા ઉપર ઉંચ વરણથી રંધાય નહી. પણ તે ચુલામાંનો અગની લેઇને તે અગનીથી રસોઇ કરીયે તે દોશીત ગણાતું નથી. તેમ સીપચનો જે દેહ તે ચુલા રૂપી છે માટે તેને અડકશો તો અભડાશો ને વરણાશ્રમના ધર્મથી ભ્રષ્ટ થશો માટે દેહને નહી અડતાં મને ભજનાર જે ચૈતન્ય આત્મા છે તેને અડકો એવાં શ્રી કૃષ્ણનાં વચન સાંભળી રાજા યુધીષ્ઠીરે સ્તબ્ધ થઈ નમસ્કાર કર્યો ને રાજા યુધીષ્ઠીરે કહ્યું અરે માહારાજ વડા વિવેક વડે મને સમજાવ્યો. ને આપે જે કહ્યું કે ઉંચ થઇને ના ભજે, ચંડાળ સરખો તેહ, નીચ થઈ મુજને ભજે તે જાણુ માહારો દેહ. તે આપનું કેહેવું યથાર્થ છે. આ રીતે ભગવાને ધમને વિવેક વડે સમજાવ્યા, તેમ અમો તમોને સમજાવીએ છીએ કે આગળના માહાત્મા પુરૂષોને હાલના પણ મહાત્મા પુરૂષો જે જે કહે છે તે અવિવેકનું હોયજ

નહી. છતાં અજ્ઞાની જીવો ન્યાયનિતિ વિવેક ને વ્યવહાર એ ચાર પુર્ષાર્થનાં રૂપને નથી જાણતા તે ભરમાય છે. અને તેવું ભરમાવાનું કારણ જ્ઞાન વિનાના વેશધારી માહાત્મા અને જ્ઞાન વિનાના વિદ્વાનોનો સત્યસંગ થવાથી ભરમાય છે. પણ જ્ઞાનવાન માહાત્માને જ્ઞાનવાન વિદ્વાનોનો સત્સંગ કરે તો તેને ચારે પુર્શાર્થને અનુસરતું જ્ઞાન થાય. અખન્ડાનંદકી જે.

આ રીતે મહારાજશ્રીના વચન સાંભળી તેઓએ માહારાજશ્રીને પુષ્પથી વધાવી પોતે તેમને ગુરૂભાવથી માન્યા.

---

## શંકા ૨૦ મી.

### ૐના અધિકાર વિશે.

તેજ સમયમાં માહારાજશ્રી મુંબાઈથી અમદાવાદ આવવા પાછા વળ્યા, ત્યારે ભરૂચથી સાત ગાઉ છેટે શુકલ તીરથ જ્યાં ૐ કારેશ્વરનું મંદીર છે. ને ત્યાં દરેક વર્ષની કારતકી પુર્ણમીએ યાત્રાનો મેળો થાય છે. ત્યાંના રહીશ મોક્ષમારગી ડાહ્યાભાઇ જગજીવને માહારાજશ્રીને પત્રદ્વારાએ શુકલ તીરથ તેડ્યા હતા. ત્યા મહારાજશ્રીનું ૐકાર જે વિશ્વ હરસણ પ્રણવ તેનુ જ્ઞાન ઘણા જીવોને કરી સમજાવતા હતા. તે સમે એક દ્વેશી વિદ્વાનને દ્વેશ ઉત્પન થવાથી પોતાની પંડીતાઇ બતાવવા માહારાજશ્રીને પ્રષ્ણ કર્યો કે હે માહારાજ તમો સ્ત્રી જાતીને અને બ્રાહ્મણ શીવાયની જે ત્રીવર્ણ છે તેને પ્રણવનો એટલે કારનો ઉપદેશને ૐકારનું જ્ઞાન કરો છો તે કેવળ અધર્મ કરો છો. કેમકે બ્રાહ્મણ વર્ણ પુરૂષ જાતિ વિના બીજા કોઇ જીવને ૐકાર જપવાનો કે સમજવાનો અધિકાર નથી. છતાં તમે ૐકાર જપવાનો ને ૐકારનુ સ્પષ્ઠીકરણ સમજવાનું સર્વને કહો છો અને ફરજ પાડો છો તે અયોગ્ય છે.

વ્યાસજી—અરે પન્ડીતજી તમો એમ કહી ગયા કે બ્રાહ્મણ વર્ણ સીવાય બીજી કોઈ વર્ણને ૐકાર બોલવાનો કે જપવાનો અધિકાર નથી. તો તમને પુછીએ છીએ કે ત્રીવર્ણમાં ક્ષત્રીને ગણો છો કે નહિ.

પંડિતજી કેહે છે ક્ષત્રીને ગણીએ છીએ.

વ્યાસજી—જો ક્ષત્રીને ગણો છો તો શ્રી કૃષ્ણ અને અર્જુન એ બેઉ ક્ષત્રી હતા કે નહિ.

પન્ડીત—ક્ષત્રી હતા.

વ્યાસજી—જો તે ક્ષત્રી હતા તો શ્રી કૃષ્ણે અર્જુનજીને ગીતાજીના આઠમા અધ્યાયના ૧૩મા શ્લોકમાં તથા ૯મા અધ્યાયના ૧૭ મા શ્લોમાં કહ્યું છે. માટે

ૐકાર જે એકાક્ષર મંત્ર જપવાનો ને તે સમજવાનો ઉપદેશ કર્યો તે કેમ ? વળી તમને પુછીએ છીએ કે ચારે વર્ણના શરીરોને વિશે રહેલો જે જીવાત્મા શી વર્ણ છે. તે કહેશો ?

પન્ડીત--જીવાત્માની તો વર્ણ હોયજ નહિ, એ તો વર્ણ રહિત છે. તે તો એકે વર્ણ કેહેવાય નહિ. જે જીવાત્મા છે તેને ન કેહેવાય બ્રાહ્મણ ન કેહેવાય, ક્ષત્રી ન કેહેવાય, વૈશ્ય કે શુદ્ર ન કેહેવાય.

વ્યાસજી--જુઓ ભાઈ તમે જીવાત્માને તો કોઇ વર્ણનો કેહેતા નથી તો વર્ણ શાને કોહો છો ?

પન્ડીત--દેહ માત્રનો વર્ણ કેહેવાય છે.

વ્યાસજી—જ્યારે દેહોની વર્ણ કોહો છો તો અમો કોઈના દેહને ૐકાર આપતા નથી. તેમ તે દેહો અમારી પાસેથી ૐકાર લેતી નથી. કેમકે દેહ છે તે તો જડ પદાર્થછે તે જડ પદાર્થને ૐકાર લેવાનું જ્ઞાન હોય નહી. માટે દેહોના જે વર્ણ કેહેવાય છે તેને અમે ૐકાર આપતા નથી. ને જીવાત્મા જે છે તે ચાર વર્ણમાંની એકે વર્ણમાં નથી માટે તેને અમો ૐકાર આપીએ છીએ તેમ તેને કારનું જ્ઞાન કરીએ છીએ, તેથી કોઈ વર્ણને ૐકાર શબ્દનો બાધ લાગતો નથી. વળી તમો એમ કહી ગયા કે સ્રીને ૐકારનો અધિકાર નથી તે આપનું કેહેવું અમારે માન્ય છે. અને અમો તેમજ વરતીએ છીએ. જુઓ કે સ્રી શરીરને વિશે જે જીવાત્મા છે તે નારીજાતી નથી. જીવ કહો, આત્મા કહો કે પ્રાણ કહો તે સર્વનામાં નરજાતિનાં છે. તેથી જીવાત્મા સ્રી નથી તેને ૐકાર આપ્યાનો બાધ કહો છો તે તમારી ભુલ છે. અને જે કાયા અથવા દેહ છે તે નારીજાતિ છે. તેમ તે જડ છે. તેથી તેને તો અમે ૐકાર આપતાજ નથી. છતાં તમો શંકા કરો છો તે તમારી શંકા ખોટી છે, ને જુઠી છે. અમો દેહોહં બુદ્ધિવાળાનેજ વર્ણ માનીએ છીએ ને ગણીએ છીએ. માટે તમારો પ્રશ્ન દ્વેશ બુદ્ધિનો છે, જો બીજા જીવો ઉપર તમારી દ્વેશ બુદ્ધિ ન હોય તો તમો બીજા જીવો ઉપર આટલો બધો આક્ષેપ કરો નહી. વળી આપણે બ્રાહ્મણ વર્ણના શરીરવાળા જીવોનેજ મોક્ષ પામવો છે ને બીજી વરર્ણના શરીરોમાં રહેલા જીવોને તમારે મોક્ષ પામવા દેવો નથી, એજ તમારી દ્વેષબુદ્ધિ અને દેહોહં બુદ્ધિ છે. અને તમારી દ્વેશબુદ્ધિને લીધેજ લોકોએ કહેવત કહ્યું છે કે, બલાં કુત્તાં ને બામણાં આ રીતે બ્રાહ્મણ વર્ણને બીલાડાં બરાબર ગણ્યા છે. માટે હે ચકરી પાઘડીવાળા પન્ડીતજી વિદ્વત્તાનું અજ્ઞાન ભરેલુ પન્ડીતપણું બતાવવાનું મુકી દેવું તેજ ઠીક છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૨૧ મી.
## તુળશી પરણાવા વિષે.

નવસારી નિવાસી સાધુ રણછોડજી વલ્લભદાસજીને ત્યાં ખુશાલભાઇ નરોતમદાસે મહારાજ શ્રીને પ્રશ્ન કર્યો કે હે માહારાજ તુળશી જે વ્રંદા ઝાળંધરની સ્ત્રી હતી, તેને વિષ્ણુ દેવતાએ છળીને તેનું સત્ય છોડાવ્યું ને પછી પોતે તેને અંગીકાર કરી તે તુળશીને વિષ્ણુ સાથે વારંવાર લોકો પરણાવે છે તે કેમ હશે ?

વ્યાસજી—તમારા પ્રશ્નનો ઉત્તર ન્યાયવલ્લભ નામના પુસ્તકમાં જુઓ. અખંડાનંદકી જે.

---

## શંકા ૨૨ મી.
## ક્ષીરસાગર વિષે.

ગામ કીસનારમાં મોક્ષમાર્ગી પટેલ જેરામ ભકતીદાસને ત્યાં મહારાજશ્રી પધારેલા ત્યાં પોતે સભા સહીત બિરાજ્યા હતા, ત્યાં એક બ્રાહ્મણે પ્રશ્ન પુછયો કે હે મહારાજ ઘણા વિદ્વાન લોકો એમ કહે છે કે ભગવાન ક્ષીર સાગરને વિષે છે. માટે પુછું છું કે ક્ષીર એટલે દુધ, તે દુધનો સાગર કયાં હશે ?

વ્યાસજી—અરે ભાઈ ક્ષર સાગર તો છે. ક્ષર એટલે નાશવાન, જે આ સંસાર રૂપી સાગર તે નાશવાન છે, તેથી આ સંસારને ક્ષર સાગર કહ્યો છે તે ક્ષર સાગરને વિષે ભગવાન છે. એટલે સંસારમાં પોતે ચરાચર વ્યાપી રહેલા છે તેથી ક્ષર સાગરમાં ભગવાન છે એમ કહે છે. પણ જે ક્ષીર સાગર કહે છે તે ક્ષીર કેહેતાં દુધનો સાગર તો છેજ નહિ. ક્ષીર એવુ કોઇ સમુદ્રનું નામ હશે પણ તે દુધનો હશે નહિ. આતો નાશવાન સંસાર રૂપી સાગરને ક્ષર સાગર કહેલો હોવો જોઇએ. તે વૈરાગ વિષયમાં આ ક્ષર સાગરને લાહ્યરી ભોરા વિદ્વાનો અજ્ઞાનથી ક્ષીર સાગર કેહે છે. જુઓ ભાઈ દરેક શબ્દના બોલનો તોલ કરીને કેહેતા હોય તો જગતના જીવોને શંકા ઉત્પન્ન થાય નહિ. પણ બોલનો તોલ કરતા નથી ને શબ્દની ભાવનાને સમજતા નથી. તેમ નહિ સમજવાથી સમજાવી શકતા નથી તેથીજ લોકોને શંકા ઉત્પન્ન થાય છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૨૩ મી.
## ગોકુળમાં નવ લખ ગાયો વિષે.

ગામ કલોલમાં સોની માહાજન હેમચંદ કસનદાસે પોતાને ઘેર માહારાજશ્રી વ્યાસજીને બ્રહ્માનંદનો સમાગમ કરવા તેડેલા, ત્યાં પંડ્યા હરજીવન

પરભુરામ તથા જેસંગ પટેલ વિગેરે ઘણા માણસોની સભા થઇ હતી તે સમે નમ્રતાથી મોક્ષમારગી, વ્યાસજી ભાઈશંકરે પ્રશ્ન કર્યો, હે માહારાજ ગોકુળમાં નંદજીને ઘેર નવલખ ગાયો હતી એમ સરવે કેહે છે. માટે મને એવી શંકા થાય છે કે નાહાનું સરખુ ગોકુળ ગામ, તેમાં નવ લાખ ગાયો અને તે ગાયોનાં નવ લાખ વાછડાં પણ હશે તેમ ગોકુળના ગોવાળોને પણ ગાયો હશે. તેમ તેનાં વાછડાં પણ હશે, તેટલી બધી ગાયો ને તેનાં વાછડાં ગામમાં કઇ રીતે સમાયાં હશે તે કૃપા કરીને કહો ?

વ્યાસજી—જુઓ ભાઈ નંદજીને ઘેર આટલી ગાયો હતી એવું કેહેનાર જે મુળ પુરૂષ તેના શબ્દને લાહારીખોરાએ ફેરવિ નાંખેલો છે. તેમ તે કેહેનારની ભાવનાને (હેતુને) જે નથી સમજતા તે ફેરવેલા શબ્દનેજ બોલી બતાવે છે. તેથી લોકોને શંકા ઉત્પન્ન થાય છે. પણ ખરૂ શું છે તે સાંભળો. ગોકુળ નાનું સરખુ ગામ છે ને તે ગામ મુળથીજ નાહાનું હતું. તેમાં નંદજીને ઘેર નવલાખ ગાયો કેહે છે તે ખોટું છે, ફકત નવ લાખી ગાયો હતી એટલે લાખાં વાળી નવજ ગાયો હતી. તે નવ લાખી ગાયોને નવ લાખ ગાયો ઠરવી બેસાડી છે. તે ખોટું છે. જુઓ કોઈ ગોપને ઘેર પાંચ, કોઇને ચાર, કોઇને બે ને નંદજીને નવ એ રીતે ગાયો હતી. અને તે લાખાંવાળી હતી. એટલે જેમ આપણામાં કોઈ કોઇ માણસના શરીર ઉપર કાળું યા લીલું લાખું હોય છે તેમ લાખાંવાળી ગાયો હતી, તેને નવ લાખી ગાયો કેહેવાતી, તે નવ લાખીને નવ લખ ગાયો ઠરાવી બેસાડી છે તે હાલના કેહેનારની ને સમજનારની સમજ ફેર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૨૪ મી.

## શીવોહં શીવોહં વિશે.

સંવત ૧૯૬૮ માં શ્રી વ્યાસજી માહારાજ વલ્લભરામજી તડનગર પટેલ છગનલાલ જોઇતારામના તેડવાથી આગગાડીમાં બેસી જતા હતા, તે ગાડીમાં ગામ નારદીપરના પાંચ સાત નાગર ને બીજા ગામના ઘણાક બ્રાહ્મણો બેઠેલા, તેમાંના એક વૃદ્ધ ડોસા કઇલાસવાશી શિવોહં કઇલાસવાશી શિવોહં એવું ઘાંટા કાઢીને બોલ બોલ કરતા હતા, તેમને ઘણીવારે માહારાજશ્રી વલ્લભરામે પુછ્યું કે અરે માહારાજ તમો આ કોનુ સ્મર્ણ કરો છો ? એટલે વૃદ્ધ નાગર બ્રાહ્મણે કહ્યું કે કઇલાસવાશી પાર્વતિ પતિ માહાદેવનું સ્મર્ણ કરીએ છીએ.

વ્યાસજી—વારૂ ભાઈ; પણ શીવોહં શીવોહં એટલે શું ? નાગર બ્રાહ્મણ કહે છે. શીવોહં એટલે શીવ અને અહમ એ બે શબ્દો મળવાથી શીવોહં શબ્દ બોલાય છે. અર્થાત હું શીવ.

વ્યાસજી—આગળ આપ એમ કહી ગયા છો કે કઈલાસવાસી શીવનું સ્મર્ણ કરીએ છીએ તેથી પુછીએ છીએ કે કૈલાશવાશી શિવ, અને હું શિવ એમ તમે કહ્યું તેથી તો બે શિવ થયા.

બ્રાહ્મણ—નાના માહારાજ બે નહી અમે એકજ શીવ છીએ.

વ્યાસજી—અરે વૃદ્ધ બ્રાહ્મણ કાંક વિચારીને બોલો, વગર વિચાર્યું બોલવાથી ઘણો દોષ લાગે છે.

બ્રાહ્મણ—જુઓ માહારાજ હુંજ શીવ છું, હુંજ કૈલાસવાશી શંકર છું હુંજ શંભુ છું એવી વ્રતી રાખીએ તોજ જીવ શીવની એકતા થાય. માટે હુંજ કૈલાશવાશિ શંકર છું શિવ છું એમ અમે તો નીશ્ચે કરી બેઠેલા છીએ. એટલે કૈલાશવાશિ શિવ તે અમેજ છીએ. કોઈ બીજો છે નહિ. શિવોહં, શિવોહં, શિવોહં.

વ્યાસજી—વાહ વાહરે વાહ અહો મહારાજ તમેજ આપોઆપ શિવ છો ત્યારે તો ગણપતિ તમને બાપા કેહેતા હશે ને તમેજ ગણપતિના બાપા થતા હશો ? અને જગત માતા જે પાર્વતિ તે તમારાંજ ધણીઆણી થતાં હશે ને તમે તેના ધણી એટલે પતિ હશો ? એવાં વ્યાસજીનાં વચન સાંભળી ગાડીમાં બેઠેલા તમામ લોકે આશ્ચર્ય થઈ મોઢામાં આંગળીયો ઘાલીને માહા વિચારમાં પડી થોડીવારે કેહેવા લાગ્યા કે ખરી વાત છે આપણે કૈલાશવાશી શીવ છીએ એમ કહીએ તો માહા દોષ લાગેજ એટલે શીવોહં કેહેનારે કહ્યું અરે માહારાજ ઘણાક વિદ્વાનો પણ શીવોહં શીવોહં કરે છે તે કેમ ?

વ્યાસજી—જુઓ ભાઈ અજ્ઞાનથી છવાઇ ગયેલા વિદ્વાનો બોલનો તોલ કર્યા વિના શબ્દોના ભાવાર્થ સમજ્યા વિના ફકત શબ્દો કાઢે છે; અને શબ્દના બોલને તોલ કરતા નથી. તેથી પોતે માહા દોષવાન થાય છે ને બીજાને દોષવાન કરે છે. અને દોષવાન થવાથી ઉલટી ધર્મની હાની થાય છે તે વિષે એક શ્લોકમાં કહ્યું છે કે.—

श्लोक.

केवलं शास्त्रमास्रीतो, न कर्तव्योही निर्णयः
युक्तीहिन विचारेतुं, धर्म हानी प्रजायतः

અર્થ—શાસ્ત્રનાં વચનોને યુકતી વડે વિચારી નીર્ણય કરતા નથી, તેના ધર્મની હાની થાય છે. ભાવાર્થ, જે પ્રાણી શાસ્ત્રના વચનોના શબ્દને વિચારી

જોયા વિના શબ્દ બોલ બોલ કરે છે તેના ધર્મનો નાશ થઇને અધર્મની ગાંસડી બંધાય છે માટે શબ્દ શબ્દનો ભાવાર્થ સમજીને પછી તે શબ્દ વાપરવો જોઈએ.

વૃદ્ધ—શું ત્યારે શીવોહં શબ્દ ખોટો ને જુઠો છે ?

વ્યાસજી—ના ખરો ને સાચો છે, પણ તે શબ્દ કઈ વેળાનો છે કોનો છે ને કોણ બોલ્યું છે તેમ તે બોલવાનો અધિકાર કોનો છે તેવું વિચારી સમજીને પછી બોલવું જોઇએ.

વૃદ્ધ—હે માહારાજ શીવોહં શબ્દ સાચો છે તો તે કોના મુખનો કોણે કહેલો ને કોને તે કેહેવાનો અધીકાર છે તે કૃપા કરી સમજાવો એટલે અમે અત્યારથી આપનેજ ગુરૂ માનીશું.

વ્યાસજી—ના ભાઇ અમારે ગુરૂ મનાવવાની ઇચ્છા નથી, કેમકે ગુરૂ થવાથી ગુરૂને ઘણોજ કલાભ છે. જેમકે મેહેતાજી થયો તે તો સદા મેહેતાજીનીજ જગોએ રહે, પણ જે નીશાળિયો હોય તે તો ગમે તેટલા મેહેતાજીનો નિશાળિયો થઈ સર્વ વિદ્યા સંપાદન કરે, એટલે તે મોહોટે દરજ્જે ચઢી જાય. અને મેહેતાજી થયો તેનાથી કોઇના નિશાળિયા થવાય નહીં તેથી તેનામાં બીજી વિદ્યાનો વધારો થતો નથી ને વધારો નહિ થવાથી તે મેહેતાજી એટલે ને એટલેજ દરજ્જે રેહે છે, જેમકે કીડી થાય તે સાકર ખાય ને હાથી થાય તે ઝઇડાં ખાય. માટે મોહોટા થવાની અમારી ખુશી નથી. તેથી, ભાઇ ભાવ સમજીને તમારા પ્રશ્નનો ઉત્તર કરીએ તે સાંભળો. જુઓ ભાઇ શીવોહં કેવળ કઇલાશવાશી શીવના મુખનો છે; ને તે કેઈ વેળાનો ( વખતનો ) છે તે સાંભળો. જે વખત માહાદેવજી પાર્વતીને વ્રદાન આપીને જંગલમાં તપ કરવા ગયા, તે પછી પાર્વતીએ ઓખા પુત્રીને ને ગણપતીને ઉત્પન્ન કર્યા તે જોઇ નારદજીએ જઈ માહદેવને કહ્યું કે માહારાજ તમે તો હાંઇ છો ને પાર્વતીએ તો બે છોકરાં ઉત્પન્ન કર્યાં છે. એવાં નારદજીનાં વચન સાંભળી ભંગી જંગી ભાંગના ઘેનમાં કઇલાસ ગયા તે સમે પાર્વતી કઇલાશનાં દ્વાર દેઇ સ્નાન કરતાં હતાં તેથી શીવજીએ તે દ્વારની સાંકળ ઠોકી તે સાંભળી પાર્વતીએ પુછયું કે કોણ એ, ત્યારે શીવે કહ્યું કે શીવોહં અર્થાત એતો હું શીવ. આ રીતે શીવજીના મુખનો શબ્દ છે, અને તે પોતેજ બોલ્યા છે. તે શબ્દ બીજાને બોલવાનો અધીકાર નથી. જુઓ તમે શું પાર્વતિના પતિ છો કે કઇલાશવાશી શીવોહં કોહો છો! જોજો માહારાજ આજ પછી શીવોહં શીવોહં ઉચ્ચાર કરશો નહી, એવાં વ્યાસજી માહારાજનાં વચનો સાંભળી સરવે ન્યાયી ને વિવેકી બ્રાહ્મણો માહારાજને ચરણે લાગી મહારાજશ્રીની સ્તુતી કરી કહ્યું કે હે કૃપાનીધી આપને અમે તો આજથી ગુરૂ માનીશું એમ કહી નમસ્કાર કર્યો.

---

## શંકા ૨૫ મી.
### અજન્માના લોક વિષે.

ઉપર લખેલો પ્રષ્ણોત્તર થઇ રહ્યા પછી રૂપાલના બાલાશંકર શાસ્ત્રી તથા ગીરીતાના એક ઉદીચ શહસ્ત્ર બ્રાહ્મણે માહરાજશ્રીને પ્રષ્ણ કર્યો કે હે માહારાજ માહારા સાંભળવામાં એવું છે કે આદ્યશકતી જે માયા, તે માયાના ત્રણ ગુણના ત્રણ દેવો બ્રહ્મા વિષ્ણુ ને શીવ તેને માયા જે આદ્યશક્તિ તેણે ઉત્પન્ન કર્યાં છે અથવા માયાથી થયા છે હવે કર્યાથી થયા છે અથવા આપોઆપ થયા છે. તો પણ થયા એટલે જન્મ્યા, એમજ ગણાય છે, છતાં મહીમનમાં મહાદેવને અજન્માના લોક કહ્યા છે. તેમજ જગતના ઘણાક લોકો પણ કહે છે કે મહાદેવ અજન્મા છે. માટે પુછું છું કે માયાના તમોગુણથી શિવ થયા, એટલે જનમ્યાજ કહેવાય. આ વાત ખરી છે? કે અજન્મા કેહે છે તે વાત ખરી છે? વળી દરેક વરશે મહાવદી ચઉદશને દીવસે શીવરાત્રી કેહેવાય છે, એતે માહાદેવનો કોઇ તે'વાર માનવો કે શીવજીનો જન્મ દીવસ માનવો. તે કૃપા કરીને કહો!

વ્યાસજી—જુઓ ભાઈ આજકાલ કળીયુગના આવણે કરીને ઘણા જીવોની નાસ્તીક બુદ્ધિ થઈ ગઈ છે. અને તેવિ બુદ્ધી થવાથી કુતર્કના પ્રષ્ણો ઘણા લોકો પુછે છે તેના ઉત્તર અમો ન્યાયનીતિ વિવેકને તથા જુના વ્યવહારને અનુસરીને અનુમાન વડે કરીએ છીએ. કેમકે આ પુસ્તકમાં તથા ન્યાય વલ્લભમાં જે જે શંકાઓ જેને ઉત્પન્ન થઈ છે તેની શંકાઓનુ અનુમાન પ્રમાણથી સમાધાન કરેલું છે. કદી કેહેશો કે વેદશાસ્ત્ર પુરાણ કે ઇતિહાસ વિગેરે કોઇ પુસ્તકમાં સમાધાન લખેલું નથી તો આપનુ સમાધાન આપના અનુમાનથી કરેલું તે કેમ કબુલ કરાય, એવો કોઈ પ્રષ્ણ કરે તેનો ઉત્તર પહેલો સાંભળો. પછી તમારાં ચારે પ્રષ્ણનો ઉત્તર કરીશું. જુઓ ભાઈ જે જે માણસો જે જે શંકાઓ કરે છે તે વેદશાસ્ત્ર પુરાણ ને ભાર્થાદીક ઇતિહાસોમાંથી સાંભળેલી વાતમાંથીજ કરે છે. અને તે શંકાઓ કરનાર મુર્ખ હોતા નથી. તેમ નાસ્તીકપણાથી તે શંકાઓ કરતા નથી. તેથી તેની શંકાઓનું સમાધાન કરવું યોગ્ય છે. જો નાસ્તીકપણાની કુતર્કી શંકાઓ હોય તો તે વાત ન્યારી છે. પણ આસ્તિકપણાથી વેદશાસ્ત્ર પુરાણને ઇતિહાસમાંની શંકા રેહેતી હોય તેનું સમાધાન જ્ઞાનવાનોએ કરવું જોઈએ ને સમાધાન થવુંજ જોઇએ. જો તે શંકાઓનુ સમાધાન કોઈ ન કરે તો શંકા કરનારના મ[ન]માં એમજ થાય કે આ વેદમાં શાસ્ત્રમાં પુરાણમાં ને ઇતિહાસાદીકમાં જે જે વાતો કહિ છે તે વાતો અસંભવિત છે માટે તે પુસ્તકો ખોટાં છે, એમ સમજી ખરાં પુસ્તકોને ખોટાંજ માને, માટે જે જે શંકાઓ વેદશાસ્ત્ર પુરાણ ઇતિહાસાદીકની ન્યાય નિતિ વિવેક વ્યવહારને અનુસરતી હોય તેનુ સમાધાન થવુંજ જોઇએ. વળી તે શંકાઓનું સમા-

ધાન કોઈ પુસ્તકમાં લખેલું નથી, માટે તેનું સમાધાન અનુમાન પ્રમાણ વડેજ થાય છે. જો અનુમાન પ્રમાણથી સમાધાન કરી આપનાર ન હોય તો તે વેદશાસ્ત્ર પુરાણ ને ઇતિહાસો જુઠાંજ ઠરશે. માટે અનુમાન પ્રમાણથી જ્ઞાનવાન પુરૂષો સર્વની શંકાનું સમાધાન કરી શકે છે. તે સમાધાન ન્યાય નિતિ વિવેક વ્યવહારનેજ અનુસરતું હોવું જોઇએ અને તેવા સમાધાનનું શાબ્દ પ્રમાણ એટલે પુસ્તકનું પ્રમાણ હોતું નથી. જો પુસ્તકનું પ્રમાણ અને પુસ્તકોમાં સમાધાન કરેલું હોત તો કોઈ જીવને શંકા ઉત્પન્ન થાતજ નહિ. માટે જુઓ ભાઈ આ તમારી શંકાઓનું સમાધાન ન્યાય નિતિ વિવેક ને વ્યવહારમાં અનુસરતું અનુમાન પ્રમાણ વડે કરીએ છીએ તે સત્ય છે. અને જે મન છે તે ન્યાઇ છે માટે તે કબુલ કરશેજ ને તે કબુલ કરશે તો તે સમાધાન ખરૂંજ છે. એમ સમજીને સાંભળો. હવે જે તમે ચાર પ્રષ્ણ કર્યા છે.

૧ તમારો પ્રષ્ણ એ છે કે માહાદેવ અજન્મા કહેવાય છે તે ખરૂ ? કે

૨ આદ્ય માયાના તમો ગુણથી શીવ થયા અથવા આદ્ય માયાના ઉત્પન્ન કરવાથી ઉત્પન્ન થયા, તે ખરૂં ?

૩ શિવરાત્રી તે શિવનો જન્મ દીવસ છે ? કે

૪ શિવના કોઈ તેવારનો દીવસ છે ? એવાં તમારાં ચાર પ્રષ્ણો છે. તેનો ઉત્તર સાંભળો.

૧ તમારા પહેલા પ્રષ્ણનો ઉત્તર એ છે કે, મહિમનમાં માહાદેવને અજન્માના લોક કહ્યા છે તે કેવા પ્રકારે ને કીયા હેતુથી અજન્મા કહ્યા છે. અને આદ્ય માયાના તમોગુણના શિવ થયા છે અથવા આદ્ય માયાએ શિવ ઉત્પન્ન કર્યા છે. તે કેવા પ્રકારે ને કીયા હેતુથી કહ્યું છે, એ બેઉ પ્રષ્ણનું સ્વરૂપ એક છે માટે તેનો ઉત્તર ભેગોજ થશે.

જુઓ કે જે ત્રીગુણી આદ્ય માયા તેને ઇચ્છાશક્તિ કહો અથવા આદ્યશક્તિ કહો. તે આદ્ય શક્તિએ પોતાના કલ્પમાં સ્રષ્ટી સરજવા પોતાના રજો તમો ને સત્વ ગુણ, તે ત્રણ ગુણના પ્રથમ પહેલા ત્રણ મોહોટા દેવો ઉત્પન્ન કર્યા. તેમાં તમોગુણના શીવ, રજોગુણના બ્રહ્મા ને સત્વ ગુણના વિષ્ણુ. તે ત્રણને ઉત્પન્ન કરીને આદ્ય શક્તિએ તે ત્રણેને કહ્યું કે આપણે સરવે મળી સ્રષ્ટીનો વ્યવહાર ઉપસ્થિત કરવો છે, માટે હે બ્રહ્મા તમે મને વરો તો સૃષ્ટી વ્યવહાર ચાલુ થાય ત્યારે બ્રહ્માએ કહ્યું કે મને તમે ઉત્પન્ન કર્યો અથવા તમથી થયો માટે તમે જનેતા કેહેવાયાં તેથી તમને વરાય નહિ. તેમ હું વરૂ પણ નહિ. ત્યારે શક્તિએ માહા ક્રોધાગ્નિ વડે બ્રહ્માને બાળી ભસ્મ કર્યો. પછી વિષ્ણુને કહ્યું કે તમે મને વરો છો કે નહિ, ત્યારે વિષ્ણુયે કહ્યું કે ના. એટલે આદ્ય શક્તિએ વિષ્ણુને પણ બાળી ભસ્મ કર્યો. એ રીતે બ્રહ્મા

ને વિષ્ણુ બળી ભસ્મ થવાથી મહાદેવજી માહા ભય પામી રડી પડયા; ને પેલા બેની ભસ્મ થએલી તેમાં પડી આળોટવા લાગ્યા ને આક્રંદ કરવા લાગ્યા. એ માહાદેવને તે દીવસથી ભસ્મ ચઢી છે. અને તેથીજ મહીમનમાં એમ કહ્યું છે કે ચીતા ભસ્મ લેપ. એટલે બ્રહ્મા ને વિષ્ણુ જેમ ચિતામાં બળે તેમ બળિ ભસ્મ થયેલા તેની ભસ્મમાં આળોટવાથી ચિતા ભસ્મ લેપ એમ કહ્યું છે. હવે બળિ ગએલા બેઉની ભસ્મમાં પડી શીવજી માહા કલેશ કરે છે. એટલામાં આદ્ય શક્તિએ શિવને કહ્યું કે બોલો તમે મને વરો છો કે નહિ ? ત્યારે માહાદેવે કહ્યું કે એકવાર આ બેને સજીવન કરો તો તમને જવાબ દઉ ત્યારે આદ્ય શકતીએ બ્રહ્માને ને વિષ્ણુને સજીવન કર્યા પછી શક્તિએ માહાદેવને કહ્યું કે હવે શું જવાબ દો છો ? ત્યારે શિવે કહ્યું કે તમારૂં આ એક સ્વરૂપ છે તે કાયમ રાખીને બીજાં ત્રણ સ્વરૂપ ધારણ કરો તો, તે ત્રણ સ્વરૂપને અમે ત્રણે જણ વરીયે. એવાં શિવજીનાં વચન સાંભળી આદ્ય શકતીયે બીજાં ત્રણ સ્વરૂપ ધારણ કર્યાં, તેમાં એક બ્રહ્માણી બીજી રૂદ્રાણી ત્રીજી વૈષ્ણવી એ રીતે બીજાં ત્રણ સ્વરૂપ ધારણ કરી બ્રહ્માણી બ્રહ્માને વરી, રૂદ્રાણી માહાદેવને વરી ને વઇષ્ણવી વિષ્ણુને વરી એ રીતે બ્રહ્મા વિષ્ણુ ને શિવની હકિકત થઇ. હવે જે શિવને અજન્મા કહ્યા તે એવા પ્રકારે ને એવા હેતુથી કહ્યા છે કે બ્રહ્મા ને વિષ્ણુ બળિ જઇને પાછા બીજી વારના ઉત્પન્ન થયા તેથી તેમને જન્મા ગણ્યા ને માહાદેવજી બળ્યા નથી તેમ બળિને ઉત્પન્ન થએલા નહિ અને એમને એમ આરોગ્ય રહેલા માટે તેમને અજન્મા કહેલા છે, એ તમારા પેહેલા ને બીજા પ્રશ્નનો ઉત્તર છે.

હવે તમારો ત્રીજો ને ચોથો પ્રશ્ન એવો છે કે શિવરાત્રી તે શિવનો જન્મ દિવસ છે કે શિવના કોઇ તેવારનો દીવસ ? જુઓ ભાઈ શિવરાત્રી તે શિવનો જન્મ નથી જેમ રામ નામ રાધા અષ્ટમી ગોકુળ અષ્ટમી જન્મ દીવસ છે તેમ શિવરાત્રી નથી. એતો જે દીવસે શક્તિની પાસે આરોગ્ય રહ્યા તે દીવસ છે તેથી તે શિવરાત્રી કેહેવાય છે. એજ તમારા પ્રશ્નોનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૨૬ મી.

### અહમ બ્રહ્માસ્મી વિષે.

સંવત ૧૯૬૭માં વરસોડાના નીવાશી મોક્ષમારગી સોની જુગલભાઇ જેઠાભાઈ તથા તેમના ભાઈ પ્રહ્લાદજી તથા હીલાચંદ તેમણે મહારાજશ્રીને પોતાને ઘેર તેડાવેલા ત્યાં મોક્ષમારગી જાની નારણભાઇ રવિદત્તે પ્રશ્ન કરેલો તે.

હે માહારાજ આજકાલ ઘણા ઘણા વિદ્વાનો એમ કેહે છે કે અહં બ્રહ્માસ્મી. અહમ બ્રહ્માસ્મી. એટલે હું બ્રહ્મ છું એમ કહે છે. તેમાં માહારી એવિ શંકા છે કે બ્રહ્મ તો પરમેશ્વરનુ એક નામ છે, એમ હું સમજુછું માટે અહમ બ્રહ્માસ્મી કેહેનારા પરમેશ્વર હશે કે કેમ?

વ્યાસજી—જુઓ ભાઇ અહમ બ્રહ્માસ્મીએ વચન કેહેનારાનું કે કેહેનાનારાના બાપનું નથી, એ તો જે વેદ નારાયણ વેદ વકતા પરબ્રહ્મ છે. તેના મુખનું વચન છે. અને તે પોતે પર બ્રહ્મ છે. તેમણે બ્રહ્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપવા, એટલે ઓળખાણ આપવાને કહ્યું છે કે, અહમ બ્રહ્માસ્મી. એટલે પોતે આખા વિશ્વનો બ્રહ્મ એટલે નીયંતા છે તેથી તેણે તો કહ્યું કે, અહમ બ્રહ્માસ્મી. પણ સાક્ષાત વેદ નારાયણનું કહેલું બીજા કહે અથવા માને તે કેવળ અજ્ઞાન છે. જેમ બાપ પોતાના છોકરાને એમ કહે કે હું તાહારો બાપો છું, એટલે તેનું કહેલુ છોકરો બોલે કે હું તાહારો બાપો છું તેવું અહમ બ્રહ્માસ્મી કેહેનારાનું બોલવું છે એમ સમજવું. વળી કોણે કોને કહ્યું છે કે અહમ બ્રહ્માસ્મી. તે તો પોતે જાણ્યું નથી. કદી કોઇ કેહેશે કે વેદે કહ્યું છે; અથવા વેદ વકતા ઈશ્વરે કહ્યું છે. તો પછી બીજાને કહેવાનો અધીકાર છે! કાંઇજ નથી. છતાં વેદનું બોલેલું વચન બીજો કોઇ બોલીને હું જ પોતે વેદ વકતા બ્રહ્મ છું એમ માને તે અજ્ઞાન છે. કેમકે સર્વ વેદને પોતે જાણતો છે નહી, ને હુંજ વેદ વકતા બ્રહ્મ છું એવું કેહેવું કે માનવું તેજ ઉઘાડુ અજ્ઞાન છે, અને ૨૪ મી શંકાના જેવીજ આ શંકા છે; તેમ તેવોજ ઉત્તર છે. વળી વીશેષ સમજવું હોય તો વ્યાસજી મહારાજનું રચેલું બ્રહ્મવાદ ખન્ડન નામનું પુસ્તક છે તે જુઓ. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૨૭ મી.

### ૐ સોહમ વિષે.

અમદાવાદમાં વડનગરા પાટીદાર સાંકળચંદ અને શંકરભાઈ એ બેઉએ મળી એવો પ્રશ્ન કર્યો કે, હે માહારાજ તંબુરાના ભજનવાળા એમ કહે છે કે હોમ સોહમ. એટલે હોમકાર તે અમેજ છીએ. આ વિશે આપ શું કહો છો!

વ્યાસજી—જુઓ ભાઈ માયા વશીષ્ટ બ્રહ્મ. અથવા પ્રકૃતિ પુરૂષ અથવા વેદનારાયણ અથવા વ્યકત એવા નામથી જે જગતમાં વેદમાં ને ગીતાજીમાં કેહેવાય છે. ને જેનાથી આ જગતમાં વ્યકતીઓ એટલે પ્રાણી પદાર્થો ઉત્પન્ન થએલાં છે ને થાય છે તેમ તેમાં જાય છે વ્યકત પરબ્રહ્મનો જ્યારે તીરો ભાવ એટલે જવાપણુ થાય છે. ત્યારે સર્વ વકતીયો જે પ્રાણી પદાર્થોથી

ભરેલું જે વિશ્વ તેને પોતામાં આકર્શણ કરી લેવાને તે વ્યકત એમ બોલ્યા છે કે જે ૐ સોહમ એટલે જે અકાર ઉકાર ને મકાર, અકારમાં ઈશ્વિર કોટી, ઉકારમાં જીવકોટી, મકારમાં દેવકોટી એવો જે ત્રાલોકનો ૐકાર છે તેને પોતામાં ખેંચી લેવા કહ્યું છે. કે ૐ પછી સોહં સો એટલે તે હું થાઉં એવા હેતુથી વેદનારાયણ જે વ્કયત તેણે ૐ સોહં એવું વચન કહ્યું છે, તે પ્રથમ નાભીના પંચમુખી બ્રહ્માએ શ્રવણ કરેલું અને તે શ્રવણ કરીને પોતે ભાંખેલું તેનુ નામ શ્રૃતી છે. હવે જુઓ કે તમારા પ્રષ્ણનો હેતુ તમે સમજી ગયા પણ વિષેશ સમજાવાને કહીએ છીએ કે ૐ સોહમ તે વેદનારાયણના મુખનું વચન છે. તે અજ્ઞાની જીવો સમજતા નથી ને ૐ સોહમ ૐ સોહમ કહ્યા કરે છે. એવું આજ કાલ અજ્ઞાન છવાઈ ગએલું છે. કારણ કે બોલનો તોલ કોઇ કરતા નથી તેથી સમજનારને સમજાવનાર ગમે તેવા વિદ્વાન હો પણ અજ્ઞાન છે. અને જેવું શીવોહં તેવુંજ અહં બ્રહ્માસ્મી. ને તેવુંજ ૐ સોહમ સમજવું. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૨૮ મી.

### ગણપતીની ઉત્પત્તી વિષે.

ગામ નવસારીમાં ઉત્તમરામ ભાણાભાઇને ઘેર ન્યાયની વારતાને માન્ય કરનારા એવા એક પંચોળી સુથાર જેનું નામ ભુલી ગયા છીએ તે ડાહ્યા પુરૂશે શ્રી વ્યાસજી માહારાજને પ્રષ્ણ કર્યો કે હે મહારાજ ઘણાક લોકોની મેં એક શંકા સાંભળી છે તે આપને કહું છું.

ઓખાહરણમાં એમ કહે છે કે માહાદેવે પાર્વતીને વરદાન આપવાથી પાર્વતીએ પોતાના જમણા અંગનો મેલ ઉતારી ગણપતી બનાવ્યા અને ડાભા અંગનો મેલ ઉતારી તેની ઓખા પુત્રી બનાવી, તે વિશે એવી શંકા થાય છે કે પાર્વતી એવાં કેવાં કુઅડ હતાં, કે એમના અંગ ઉપરથી બે છોકરાનાં પુદ્‌ગળ થયાં એટલો બધો મેલ ઉતર્યો, માટે પુછુછું કે શું પાર્વતી કોઇ દીવસ નાહાતાં નહી હોય, કે એટલો બધો શરીરે મેલ ચઢેલો હશે ?

વ્યાસજી–જુઓ ભાઈ ઓખાહરણ તમોએ સાંભળ્યું છે, માટે ધ્યાન દઇ સાંભળો. જુઓ કે કૈલાસમાંથી માહાદેવજી તપ કરવા જવા તૈયાર થયા, તે વખતે પાર્વતીએ કલેશ કરી મહાદેવજીને એમ કહ્યું કે હે માહારાજ તમારે તો વારે વારે તપ કરવા જવુ; તેથી આવા મોહોટા કૈલાસમાં માહારે એકલીને રેહેવું તે મને ગમતું નથી. હરી ફરી માહારે વાત ચીત કરવી હોય તો આ ડાકણ સાકેણ ભુત પ્રેતની સાથે વાતો કરવાની, તેથી મને ગોઠતુ નથી.

જો કદી એક બે પુત્ર પુત્રાદીક માહારે પેટ હોય તો તેને રમાડીને દીવસ કાહાડું, પણ આતો કાંઈજ નહી. એવાં પાર્વતીનાં વચન સાંભળી માહાદેવે બે છોકરાંનું વરદાન આપ્યું ને માહાદેવજી તપ કરવા ગયા, આ રીતે સાંભળવામાં છે કે નહી

મીસ્રી—હા માહારાજ.

વ્યાસજી—જુઓ ભાઇ માહાદેવજીએ જે પાર્વતીને વરદાન આપ્યું તે વરદાન શબ્દનો તોલ કરવાનો છે. અમે આ ઠેકાણે વરદાન શબ્દનો એવો ભાવાર્થ લેઇયે છીયે કે વરદાન આપ્યું નોહોતું, પણ વીર્યદાન આપ્યું હતું. તેથી પાર્વતીની બેઉ કુંખે ગર્ભ રહેલા હતા. પાર્વતીના અંગના મેલથી બે છોકરાં ઉત્પન કર્યા એ મેલ શબ્દનો એવો ભાવાર્થ છે કે મળ. અંગના મેલથી નહી પણ અંગમાંના મળથી એટલે મળ સમીપ ગર્ભવાસ રહે છે. અને તે ગર્ભ છે તે અંગના મેલથીજ બંધાયેલો રેહે છે, તેથી તેને મેલ પણ કેહેવાય છે. એ રીતે માહાદેવે વિર્યદાન આપવાથી પાર્વતીના અંગના મળરૂપી મેલથી ગણપતીને અને ઓખાને ઉત્પન્ન કર્યાં એમ કહ્યું છે.

મીસ્રી—હે માહારાજ માહાદેવજીએ પાર્વતીને પુત્ર થવા માટે વિર્યદાન આપ્યું હોય તો જ્યાં માહાદેવજી તપ કરતા હતા ત્યાં નારદજીએ જઇ કહ્યું કે અરે શંભો તમે તો હાંઈ તપ કરો છો ને કઈલાશમાં તો તમારી સ્ત્રી પાર્વતીને બે છોકરાં થયાં છે. એ રીતે ઘેર તો ગોટાળો વળ્યો છે. એવાં નારદજીના વચન સાંભળી ક્રોધાતુર થઈ માહાદેવજી કઈલાસમાં ગયાં. તે સમે પાર્વતી કઇલાશ ધામનાં દ્વાર વાશીને અને ગણપતીને બાહાર બેસાડીને સ્નાન કરતાં હતાં માટે માહાદેવને કઇલાશ ધામમાં જતા ગણપતીએ અટકાવ્યા તેથી માહાદેવે ગણપતીનું મુસ્તક છેદી નાંખ્યું. જો માહાદેવજીના વિર્યદાનથી પાર્વતીએ પુત્ર ઉત્પન્ન કર્યાં હોત તો પુત્ર ઉત્પન્ન થયાની વાત જાણીને મહાદેવજી ક્રોધાતુર થાત નહી, તે પોતાથી થએલા ગણપતીને મારી નાંખત નહી. એ રીતે આપશ્રીના ઉત્તરમાં મને શંકા થાય છે.

વ્યાસજી—જુઓ ભાઇ માહાદેવજી ભાંગ પીતા હતા તે વાતતો આપના જાણ્યામાં હશે. તેથી તે જંગી ભંગી ભાંગની નીશામાં ભાન ભુલી ગએલા તેમાંથી ક્રોધાતુર થઈ બેભાનમાં નારદજીનું કહ્યું માની ગયા ને ગણપતીનું મુસ્તક છેદી નાંખ્યું. તે પછી જ્યારે પાર્વતીએ આવી માહાદેવજીને વારતા કહી કે હે માહારાજ આપ તપ કરવા જતા હતા તે વખતે મેં રડીને તમોને કહ્યું કે મને એકલીને કઇલાશમાં ગમશે નહી તેથી તમોએ મને વિર્યદાન આપ્યું. તે વડે આ એક પુત્રને એક પુત્રી માહારા અંગથી ઉત્પન્ન થયાં છે. છતાં માહરા

પુત્રને કેમ માર્યો ? ત્યારે માહાદેવજીને ભાન આવ્યું ને ગણપતીને સજીવન કર્યા, જો વાત ખરી ન હોત તો અન્યથી ઉત્પન્ન થયેલા પુત્રને સજીવન કરતજ નહી. માટે તમારી શંકા ખોટી છે. અને તમારા પ્રષ્ણનો ઉત્તર આપ્યો તેજ સત્ય છે. એવા માહારાજશ્રીનાં વચન સાંભળી ન્યાયવાન મીસ્રીએ ભરી સભામાં પુષ્કળ પુષ્પની વર્ષા વરસાવીને પોતે માહારાજશ્રીને પોતાના ગુરૂભાવ માની લીધા એટલે સર્વ જય બોલ્યા, અખંડાનંદકી જે.

---

## શંકા ૨૯ મી.

### હાથીનું મુસ્તક બેસ્તુ આવ્યા વિષે.

ત્યાંને ત્યાંજ મીસ્રી કલાણભાઇ ભુલાભાઇએ ઉપરના પ્રષ્ણના ઉત્તરમાં પ્રષ્ણ કર્યો કે હે માહારાજ ઓખાહરણમા એમ કહ્યું છે કે માહાદેવજીએ જે વેળા ગણપતિનું મુસ્તક છેદયું તેવુંજ તે મુસ્તક જઇ ચંદ્રમાના રથમાં પડયું. તેથી મહાદેવજીએ પોતાના અનુચરોને કહ્યું કે આ રસ્તે જાઓ તેમાં જે પ્રાણી પહેલું મળે તેનું મુસ્તક છેદી લાવો. તેથી અનુચરો ગયા ને રસ્તામાં હાથી મળ્યો તે હાથીનું મુસ્તક કાપી લાવ્યા, તે મુસ્તક માહાદેવજીએ ગણપતીના ધડ ઉપર ગળાનો ભાગ રહેલો તેના ઉપર હાથીનું મુસ્તક બેસાડી ગણપતિને સજીવન કર્યા. આ વિશયમાં માહારી એવી શંકા છે કે મનુશના ગળા ઉપર એટલે ડોકા ઉપર હાથીનું ડોકું બેસતું આવે તે સંભવતું નથી, કેમકે મનુષ્યનું ડોકું નાહાનું હોય ને હાથીનું ડોકું ઘણું મોહોટું હોય, તે કેવી રીતે બેસતું કર્યું. એટલું કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઇ જેને સજીવન કરવાની શકતી હશે તેને ડોકું બેસતુ કરવાની શકતી કેમ નહી હોય ? એટલું વિચારીને તમે પ્રષ્ણ નથી કર્યો તેથી તમારો પ્રષ્ણ અજાણપણાનો છે આ ઉત્તરથી સમાધાન છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૦ મી.

### ગણપતીની ચતુર્થી વિશે.

નવસારીના મોક્ષ મારગી, મીસ્રી હરગોવનભાઈ ફકીરભાઇએ માહારાજશ્રીને પ્રષ્ન કર્યો કે હે માહારાજ દરેક વરસની માગશર માસની કૃષ્ન પક્ષ ચતુર્થિએ ઘણા લોકો ચતુર્થિ કરે છે. તેને ગણપતિ ચોથ કહે છે. છતાં ચંદ્રમાનાં દરસન કરી જમવા બેસવાનું કારણ શું ?

વ્યાસજી—જુઓ ભાઇ માગશર વદ ચતુર્થિને દીવસે મહાદેવજીએ ગણપતિનું મુસ્તક છેદયું હતું તે મુસ્તક ચંદ્રમાના રથમાં જઇ પડયું હતું તેથી

ચંદ્રમાના દરશન થવાથી ગણપતિનાં મુસ્તકનાં દરશન મનાય છે. તેથી ચંદ્રના દરશન કરીને જમવા બેસે છે.

જીજ્ઞાસુ—એ વાત ધ્યાનમાં બેઠી પણ તે દીવસે લોક અપવાસ કેમ કરે છે ને ચંદ્રના દરશન કરીને કેમ જમે છે ?

વ્યાસજી—જુઓ ભાઈ એ ચતુર્થિએ ગણપતિનું મુસ્તક છેદયું તેથી ગણપતિના ભકતો શોકાતુર થઇ જમ્યા નહિ તેવામાં માહાદેવે હાથીનું મુસ્તક બેસાડી સજીવન કર્યા પછી માહાદેવે તેમના ભગતોને કહ્યું હવે જમો. ત્યારે ગણપતિના સેવકોએ કહ્યું, આતો હાથીના મુસ્તકથી ગણપતિ સજીવન થયા. પણ પ્રથમનું મુખ તો મરણ પામ્યું માટે જમીશું નહિ, ત્યારે મહાદેવે કહ્યું એતો ચંદ્રમાના રથમાં પડયું છે ને તે સજીવન છે માટે જમો. ત્યારે ગણપતિના સેવકોએ કહ્યું તે મુખનાં દરશન કરીશું ત્યારે જમીશું. પછી ચંદ્ર ઉદે થયા તેવારે ચંદ્રને રથે ગણપતીનાં મુસ્તકનાં સજીવન દરશન કર્યા ત્યારે સર્વ જમ્યા એજ ઉત્તર છે અખંડાનંદકી જે.

---

## શંકા ૩૧ મી.

## તુળશીની કંઠી વિશે.

સંવત ૧૯૪૬ ની સાલમાં વ્યાસજી મહારાજ વડોદરે કથા કરતા હતા. ત્યાં વઇષ્ણુવ વાણીયા કાશીદાસ જીવણદાસ દશ–બાર સદ ગ્રહસ્થોને લેઇ માહારાજશ્રી વલ્લભરામની પાસે આવી પ્રશ્ણ કર્યો કે હે માહારાજ તમો શકતી મારગી છો કે શિવમારગી છો કે વઇષ્ણુવ મારગી છો ?

વ્યાસજી—અમો સર્વ મારગી છીએ, કેમકે અમારે બ્રહ્મા વિષ્ણુ શિવ શક્તિ તે સરવ માન્ય છે માટે અમે અનિતિ રહિતના મારગોના સર્વ મારગી છીએ તેમાં પણ સત્વ ગુણને ઉત્તમ જાણવાથી સત્વ ગુણીના અનુયાઇ વિષ્ણુ મારગી વઇશ્નવ છીએ.

વઇશ્નવ—તમો વિષ્ણુ મારગી છો તો તમારી કોટમાં એટલે ગળામાં તુળશીની કંઠી જોઇએ તે નથી ને ફક્ત સોનાની કંઠી છે તો અમે તમને વિષ્ણુના અનુયાઈ કેમ સમજીએ ?

વ્યાસજી—કહો ભાઈ તુળશિ જે વંદા તે કોની સ્ત્રી હતી તે જાણો છો ?

વઇષ્ણુવ—હા એતો ઝાળંધરની સ્ત્રી હતી. તેને વિષ્ણુ ભગવાને છળી તેનું સત્ય છોડાવ્યુ ને પછી તેને વ્રક્ષ સ્વરૂપ તુળશિ બનાવી. તે તુળશીને વિષ્ણુદેવે અંગીકાર કરી છે.

વ્યાસજી—જુઓ ભાઇ વિષ્ણુ ભગવાને તે તુળશીને અંગીકાર કરીને કહ્યું છે કે તાહારા વિના હું કોઇનો કાંઈ પદાર્થ અંગિકાર નહિ કરૂં એમ

કહી અંગિકાર કરી છે પણ તેની સાથે તે વેળાએ વિષ્ણુ ભગવાને વિધીપૂર્વક લગ્ન કર્યું છે ?

વઇષ્ણવ—ના મહારાજ એવું તો કોઇ પુસ્તકમાં વાંચ્યુ નથી.

વ્યાસજી—જુઓ ભાઈ જાળંધરને એવું વરદાન હતું કે જાળંધરની સ્ત્રી જે વ્રંદા તે પોતાનું સત્ય છોડે તોજ તે ઝાળંધર મરણ પામે. તેથી ઝાળંધરને મારવા વિષણુ ભગવાને વ્રંદા સતિનુ સત્ય છોડાવ્યું છે. પછી તેને પોતાની અર્ધાંગના કરી રાખી છે. એટલે તે વ્રંદા વિષ્ણુ દેવની રાખેલી છે અને જે સોવણ તે લક્ષ્મી છે, તે લક્ષ્મીને તો વિષ્ણુ દેવ વરેલા છે એટલે લક્ષમીથી તો લગ્ન કરેલું છે તે આપના જાણુવામાં હશે. માટે સાંભળો હવે તમારા પ્રષ્ણનો ઉત્તર કરીએ છીયે જુઓ વ્રંદા છે તે રાખેલી છે ને જે લક્ષ્મી છે તે વરેલી છે. માટે અમે વરેલી જે લક્ષ્મી તે લક્ષ્મીને પુરણુ રીતે માન્ય કરીએ છીએ. ને જે વ્રંદા તેને નુન્યાધીકપણે માન્ય કરીએ છીએ. કેમકે બાપે તો એવી હજારો રાખી હોય, તેને સગી માની બરોબર ગણાય નહી. માટે વરેલી લક્ષમી માતાની જે કનકની કંઠી તે અમોએ ડોકમાં ધારણુ કરેલી છે હવે કહો અમે વિષ્ણુ દેવના અનુયાઇ વીષ્ણુ ,મારગી છીયે કે નહિ. એવાં વ્યાસજી મહારાજનાં વચન સાંભળી સર્વે વૈષ્ણવો સ્તબ્ધ થઈ ગયા, ને વ્યાસજી મહારાજને નમન કરી આનંદ પામી એક સાલ હોરાડી ચાલ્યા ગયા. અખંડાનંદકી જે.

---

## શંકા ૩૨ મી.

## દેવાર્પણુ ખાવા વિશે.

ગવાડા ગામનાં સોની બેન રૂક્ષમણીએ કલોલમાં માહારાજશ્રીને પ્રષ્ણુ કર્યો હે મહારાજ કાંઇ પણુ ભોજન સામગ્રી દેવને ધરાવી દેવાર્પણુ કરી, પછી સામગ્રી લેઇને આપણુ જમીએ તે જમાય કે નહી?

વ્યાસજી—ના જુઓ કે જે દેવાર્પણુ કર્યું તે બ્રાહ્મણુ વિના કે દેવના પુજારી વિના બીજા કોઇથી જમાય નહી. છતાં જમે તો તેને માહા દોશ છે. કદી દેવનો ઉચ્છિષ્ટ પ્રસાદ લેવાનો પ્રેમ હોય તો ચાખવા જેટલોજ લેવાય પણુ પેટ ભરીને જમાય નહિ. તેમ છતાં જમે તો તેને માહા દોશ લાગે છે. તે વાત ન્યાય રીતે વીચારો. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૩ મી.

## ગુરૂ ચેલા દો ખડે તે વિશે.

કલ્યાણભાઇ ભાણાભાઇને ઘેર નવસારીમાં એક સુમતિ મેરાઈ મહારાજશ્રીની સનમુખ બેશી ગુરૂ મહારાજા ગુરૂ, ગુરૂ મહારાજા ગુરૂ એમ બોલ

બોલ કરવા લાગ્યા. તે સમે મહારાજશ્રીએ એમ કહ્યું કે અરે ભાઈ ગુરૂ મહારાજનું ધ્યાન ધર્યા કરતાં ગોવિંદનું ધ્યાન ધરો તો બહુ સારૂં. મેરાઇ ( હરજી ) કહે છે અરે મહારાજ અમે તો ગોવિંદ કરતાં ગુરૂને શ્રેષ્ટ માનીએ છીએ કેમકે એક સાખીમાં એમ કહ્યું છે કે—

શાખી.

ગુરૂ ગોવિંદ દો ખડે, કીનકું લાગુ પાય;
બલીહારી ગુરૂ દેવકી, ગોવિંદ દીયો બતાય.

અર્થ—બલીહારી તો ગુરૂદેવકી કે જેણે ગોવિંદ બતાવ્યા માટે અમે તો ગોવિંદ કરતાં ગુરૂને શ્રેષ્ટ માનીએ છીએ.

વ્યાસજી—તમોએ જે સાખી કહી તે સાખી કેહેનારનો હેતુ ( ભાવ ) સમજ્યા નથી. તેથી ઉંધે રસ્તે ચઢી ગયા છો. ઉપર કહેલી સાખીનો ભાવાર્થ સમજાવીએ તે ધ્યાન દેઇને સાંભળો. એક ધરમાસ્તીક ચેલો સત્સંગ કરવા ગુરૂ પાસે ગયો તે સમે એક તરફ ગુરૂ ઉભા હતા ને બીજી તરફ ગોવિંદ ઉભા હતા. તે બેઉને જોઈને ધર્માસ્તીક ચેલો ખમચાઇ ઉભો રહ્યો ને એના મનમાં એવો વિચાર આવ્યો કે ગુરૂને ગોવિંદ બે ઉભા છે. તેમાં હું પ્રથમ કોને પગે લાગું એટલામાં ગુરૂએ સાન કરીને બતાવ્યા કે આ ગોવિંદને પગે લાગો. ત્યારે ચેલો ગોવિંદને પગે લાગ્યો ને તેણે કહ્યું કે બલીહારી ગુરૂદેવકી કે જેણે ગુરૂપણાનો અભિમાન નહી રાખતાં પોતાથી જે શ્રેષ્ટ તે ગોવિંદને બતાવ્યા. તેવા ગુરૂની બલીહારી છે. એટલે ધન્ય છે, ધન્ય છે એટલે સાબાશ છે. કેમકે તે ગુરૂ પણ ગોવિંદને ઉપાસે છે. તેજ આપણને બતાવ્યા. વળી તે ગુરૂને પણ ગોવિંદને શરણ થવાનું છે ને ચેલાને પણ ગોવિંદને શરણ મોકલવાની જરૂર છે. તેથી તેને ગોવિંદજ બતાવ્યા. તેથી તેવા ગુરૂને ધનવાદ આપવો જોઇએ પણ હાલના અજ્ઞાન ભરેલા ગુરૂ ધનલોભી સેવા લોભીને સ્વારથીયા તેમણે પોતાનુંજ ધ્યાન ધરાવવા, ગુરૂ મહારાજા ગુરૂ, જે જે ગુરૂ માહારાજા ગુરૂ એવું કેહેવરાવ્યું છે. તેવા ગુરૂને ધીક્કાર છે. કારણ કે પોતે પરમેશ્વર છે નહિ ને પરમેશ્વરના ધ્યાન વિના પરમેશ્વરના પદને પમાતું નથી. તે વિષે કહ્યું છે કે જ્યાં જેની મતી ત્યાં તેની ગતી છતાં પોતાની મોહોટાઇ વધારવા પોતાનાં નામનું સ્મર્ણ કરાવે છે. અને અજ્ઞાની ભોળા ભકતો તેમ કરે છે. વળી સ્વારથી ગુરૂઓએ ગુરૂગિતા બનાવિ છે તે ગિતા સંભળાવીને ભોળાઓને ભરમાવી નાંખે છે. ને પરમેશ્વરનું ધ્યાન ભુલાવીને પોતાનું ધ્યાન કરાવેછે, તેથી તે બેઉ નર્કના ભોકતા થાય છે. વળી જુઓ ભાઇ અમે ગુરૂનો મહીમા જેમ જેમ વધારીએ તેમ તેમ અમને ઘણો લાભ થાય. એક તો સારાં ભોજન મળે, દ્રવ્ય મળે સેવા ચાકરી થાય, એવો અમને તો લાભ થાય. પણ અરેરે બીજા જીવોનું બગાડીને પોતાના સંસારીક સ્વારથનું

સુધારવું તેજ માહા પાપ છે માટે એ વાત અમને તો પ્રિય નથી. કદી બ્રાહ્મણ દેહ જાણીને ગુરૂભાવના રાખો તે ભલે પણ અમારાથીજ તમારો જન્મ મૃત્યુ ટળશે ને મોક્ષ મળશે એ ખોટું છે. અમો તમોને જે જ્ઞાન કરીશું તે જ્ઞાન સહિત જ્ઞેનું તમે ધ્યાન કરશો તો મોક્ષ મળશે, પણ અમારાથી મોક્ષ મળવાનો નથી, કેમકે આ સંસારમાં દેહધારી જે વ્યકતીયો તે વ્યકતીઓ મોક્ષરૂપ નથી. ને જે અવ્યકત છે તેજ મોક્ષરૂપ છે, માટે તે અવ્યક્તનું ધ્યાન સ્મર્ણ ભજન કરવું તેજ યોગ્ય છે. આખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૪ મી.

## નારી તે નારી ને નર તે નર થયા વિષે.

નડીયાદના મોક્ષમારગી દેશાઇ અહેચરભાઇ શિવાભાઈએ માહારાજશ્રી આગળ એવો પ્રશ્ન કર્યો કે હે માહારાજ માહારા સાંભળ્યામાં એવું આવ્યું છે કે નારી તે નારીજ થાય ને નર તે નર થાય. જો આ વાત ખરી હોય તો ઇશ્વરે અયોગ્ય કર્યું છે એમ ગણાય. કેમકે નારીએ બિચારીએ એવો શો અપરાધ કરેલો કે દરેક જન્મે નારીને નરની સદાય તાબેદારી વેઠવીજ પડે. આ વિષે આપ શું કહો છો ?

વ્યાસજી—જુઓ ભાઇ સદાકાળ નારી તે નારી રહે, ને નર તે નરજ રહે એ વાત સાચી છે. અને તેમજ મોહોટા પુરૂષોએ કહ્યું છે તે ખરૂજ છે, પણ જગતના અજ્ઞાની જીવોના સમજવામાં ફેર છે. તે સાંભળો, જુઓ ભાઈ મોહોટા પુરૂષોએ તો ચૈતન્ય વસ્તુ જે આત્મા. અને જડ વસ્તુ જે માયા, તે બે ઉપર દ્રષ્ટી રાખીને બેનો વિષય વર્ણવતાં નારી તે નારી થાય, ને નર તે નર થાય એમ કહ્યું છે.

જુઓ આ દ્રષ્ટી વડે જેટલું દેખાય છે તે સર્વ માયા છે. ને માયા છે તે નારીજાતિ છે. અને જે ચૈતન્ય આત્મા તે નરજાતિ છે. તેથી જે માયા નારી તે માયાનો આત્મા થતો નથી તેમ જે આત્મા નર તે આત્માની માયા થતી નથી. એવી દ્રષ્ટી રાખીને કહેનાર પુરૂષે તો કહ્યું છે કે નારી તે નર ન થાય ને નર તે નારી ન થાય. છતાં અજ્ઞાની જીવો આ દેખીતા નર નારી ઉપર દ્રષ્ટી રાખીને નારી તે નારી ને નર તે નરજ થાય એમ કહે છે. વળી ઘણાક તો એટલે સુધી સમજ્યા વિના હિમ્મત ભીડીને કહે છે કે બાજરી તે બાજરીજ થાય ને ઘઉં તે ઘઉંજ થાય' પણ તે અજ્ઞાનતાથી એમ નથી સમજતો કે એતો સ્થુળથી દેહને જોઇને બાજરી કે ઘઉં કેહે છે. પણ તે દેહોમાં રહેલો જે આત્મા અને આત્માના ઉપર જોડાએલી જે દેહ તે બેઉ ને વિવેક

વડે જુદા સમજીને કેહેતો નથી. તેથીજ સ્ત્રી તે સ્ત્રીજ થાય ને પુરૂષ તે પુરૂષ થાય એમ કેહે છે. એજ તમારા પ્રશ્ણનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૩૫ મી.

## જનક વિદેહી વિશે.

ગામ કંટવાના મોક્ષમારગી ક્ષત્રી રામભાઇ પ્રતાપસીંહે મહારાજશ્રીને પ્રશ્ન કર્યો કે હે માહારાજ એક કથામાં મહારા સાંભળવામાં એમ આવ્યું છે કે જનક વિદેહી પાસે શુકદેવજી જ્ઞાન લેવા ગયા તે વખત જનક વિદેહી ઢોલીયામાં સુતેલા હતા તેમનો ડાબો હાથ સ્ત્રીના સ્તનપર હતો ને બીજો જમણો હાથ સગળતી અગ્નીની સઘડી હતી તેમાં પડેલો હતો. આ ઉપરથી મને એવી શંકા થાય છે કે જનક વિદેહી ઘણા જ્ઞાનવાન હતા, છતાં નીરલજપણે સ્ત્રી ઉપર હાથ નાંખી ઉઘાડે છોગે પડયા હોય આ વાત સંભવતી નથી, તેમ બીજો હાથ સળગતા અગ્નીમાં હતો તે વાત પણ સંભવતી નથી. કેમકે અગ્નીનો ધર્મ એવો છે કે જે પદાર્થ અગ્નીમાં પડે તે પદાર્થને અગ્ની બાળ્યા વિના રહેજ નહી. જો બાળ્યા વિના રહેતો અગ્ની અગ્નીનો ધર્મ ચુકયો એમ કેહેવાય. માટે એક હાથ અગ્નીમાં હતો ને તે હાથ બળતો નોહોતો તે સંભવતું નથી. માટે આટલી શંકા નીવારણ કરો.

વ્યાસજી—જુઓ બાઈ સ્ત્રી રૂપી જે માયા અને અગ્ની રૂપી જે અમાઇક ચૈતન્ય, એ બેઉ પર બે પ્રકારની વૃત્તીયો રૂપી બે હાથ રાખેલા હતા. એટલે એક લૌકીક વૃત્તી ને બીજી અલૌકીક વૃત્તી. તેમાં લૌકીક વૃત્તી તે આ સંસારની જે માયા તેના પર ડાબી નજર રાખી રેહેતા હતા. અને અલૌકીક જે મોક્ષ સ્થાન તેના પર જમણી નજર રાખી રેહેતા હતા. એવે પ્રકારે સમજીને મુળ વક્તા પુરૂષે તો કહ્યું છે કે જનક વિદેહીનો એક હાથ સ્ત્રી પર ને બીજો હાથ અગ્નીપર રહેતો હતો. જેમ એક કેહેવત છે કે ફલાણાનો એક જીવ ઘરમાં ને એક જીવ બાહાર રહે છે. અર્થાત કાંઈ બે જીવ હોતા નથી પણ એક વૃત્તી ઘરમાં ને એક વૃત્તી બાહાર એવી ભાવના રાખીને કેહેનારે તો એક હાથ અગ્નીમાં ને એક હાથ સ્ત્રી ઉપર એમ કહેલું છે, પણ કેહેનારાનો કેહેવાનો હેતુ અજ્ઞાનીઓના સમજવામાં નથી આવતો તેથી શબ્દોને પકડી રાખી જ્યાં ને ત્યાં માથાફોડ કરે છે. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૬ મી.

### શ્રાદ્ધાદીક ઉભાં ક્યાં વિષે.

એક નાસ્તીક પુરૂષે અમદાવાદમાં માહારાજશ્રીને એવો પ્રશ્ન કર્યો કે હે મહારાજ જે વેદમાં નથી તે શ્રાદ્ધાદીક પોતાના સ્વાર્થ માટે આપણી હિન્દુ કોમમાં થોડા વખતથી બ્રાહ્મણોએ ઉપસ્થીત કર્યા છે. તેને આપ ખોટાં માનો છો કે ખરાં !

વ્યાસજી—જ્યાં સુધી ન્યાય નિતી વિવેક ને વ્યવ્હાર પુર્વક કોઈ ખોટા ઠરાવી શકયું નથી. ત્યાં સુધી ખરાં માનીએ છીએ. જો ખોટાં માનવાને માટે અમો જે જે સ્વાલો પુછીએ તેના ખુલાસા આપો તો ખોટાં મનાય.

૧ સવાલ-શ્રાદ્ધાદીક આપણી હિન્દુ કોમમાંજ કોહો છો તેજ ખોટું છે. કેમકે પારસીમાં શ્રાદ્ધાદીક છે. તેને તે દોસલા કેહે છે. તેમજ મુસલમાનમાં છે તેને તે ફાતિયા કેહે છે તેથી ફક્ત શ્રાદ્ધાદીક હીન્દુ કોમમાંજ છે તે તમારૂં કેહેવું ખોટું છે ?

૨ સવાલ-શ્રાદ્ધાદીક થોડા વખતથી ઉપસ્થીત કર્યા છે તે પણ ખોટું છે. જો થોડા વખતથી ઉભાં કર્યા હોય તો તે કેઈ સાલમાં કીયા માસમાં ને કીયા દીવસે ઉભાં કર્યાં તે બતાવો !

૩ સવાલ—બ્રાહ્મણોએ ઉભાં કર્યા છે તો તે બ્રાહ્મણો કીયા ને કીયા ગામના ને કેટલાએ કીયા સ્થળે બેશીને ઉપસ્થીત કર્યા તે બતાવો ?

૪ બ્રાહ્મણોએ પોતાના સ્વાર્થ સારૂ ઉભાં કર્યાં છે તો જે વાત વેદમાં નથી તે વાત સર્વે હીન્દુએ કેમ કબુલ કરી ને તે કબુલ કરવાનું કારણ શું ?

૫ સવાલ—પારશીને મુસલમાન કોમે દોસલા ને ફાતીયા નામથી શ્રાદ્ધાદીક કાર્ય કેમ પોતાનામાં દાખલ કર્યા ?

૬ બ્રાહ્મણો એ શ્રાદ્ધાદીક કર્મો ઉભાં કર્યા, તે વખત તમારી તરફથી ત્યાં જોવાને સારૂ ને સાંભળવા સારૂ કોણ બેઠું હતું !

એ વીગેરે ઘણા સવાલો પુછવાના છે પણ આટલાજ સ્વાલનો જવાબ આપો એટલેજ બસ છે. જો તમે ઉપર કહેલા સવાલનો જવાબ નહી આપો ત્યાં સુધી તમે મોઢાનાં ગાલ ગપોડાં ફેંકે જાઓ છો. અને તે ગાલ ગપોડાં ન હોય તો જ્યારે પુછેલા સ્વાલના જવાબ આપશો તે પછી શ્રાદ્ધાદીક કર્મો ખરાં છે કે ખોટાં તેનો ખુલાશો આપીશુ ને જેજે સવાલો પુછ્યા તેના જવાબ આપ નથી જાણતા ત્યાં સુધી તમારો પ્રશ્ન નપંગો ટકી શકતો નથી. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૭ મી.

### પુરાણોમાં ઉત્પત્તી વિષે.

ગામ પેથાપુરમાં સુથાર હીરાલાલે માહારાજશ્રીને તેડેલા ત્યાં એક જણે એવો પ્રશ્ન કર્યો કેઃ-શકતીથીજ વિશ્વની ઉત્પત્તી સ્થીતી ને લય લખ્યો છે. તેમ વિષ્ણુ પુરાણમાં વિશ્નુથી. તેમ સુર્ય પુરાણમાં સુર્યથી. ગણુપતી પુરાણમાં ગણુપતીથી. તેમજ શીવ પુરાણમાં શીવથી. એ રીતે લખેલું છે. માટે પુછુછું કે આમાંનું કીયું પુરાણુ ખરૂં માનવું, ને કોનાથી વિશ્વની ઉત્પત્તી માનવી.

વ્યાસજીઃ-જુઓ ભાઇ આપે કહ્યાં તે પાંચ પુરાણોથી વિશ્વની ઉત્પત્તી સમજવી હોય તો અમારૂં રચેલું ભાવાર્થ પ્રકાશ નામનું પુસ્તક છપાવેલું છે તેમાં જુઓ એટલે આપના મનનું સર્વ સમાધાન થશે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૮ મી.

### કસ્યપના પુત્ર સુર્ય થયા વિષે.

ગામ કલોલના વ્યાસજી ભાઈશંકરે માહારાજશ્રીને એવો પ્રશ્ન કરેલો કે હે મહારાજ જે આ સુર્ય છે તે કસ્યપ રૂશીના પુત્ર છે. એમ માહારા સાંભળ્યામાં છે માટે પુછુ છું કે, કસ્યપ રૂશીના પુત્ર સુર્ય જ્યારે થાય, ત્યારે તે પહેલાં, સુર્ય વિના આ જગતમાં અંધારૂં હશે કે કેમ ? અરે કસ્યપાદી જીવો અંધારે અટવાતા નહિ હોય કે શું ? તેમ તે વારે સુર્ય વિના દીવસ ને રાત્રી કેહેવાતી હશે કે નહિ ? આ પ્રષ્ણ મને ઘણા નાસ્તીકોએ પુછેલા છે તેનો ઉત્તર આપો.

વ્યાસજી—જુઓ ભાઈ કેહેનાર પુરૂષે કયાં દ્રષ્ટી રાખીને કહ્યું છે તે સમજો જે આ જગત પ્રકાશીત સુર્યનારાયણુ છે તે સુર્યનારાયણુ તો જગતની ઉત્પત્તીમાં સર્વથી આદી છે છે ને છે માટે સુર્યનારાયણુ જે જગત પ્રકાશીત હિનમણી તેમના પીતા કસ્યપ નથી. ને કસ્યપ તો બાર રાશીના બાર સુર્યના પિતા છે. છતાં કસ્યપના પિતા સૂર્ય એવું કેહેનારનો કેહેવાનો હેતુ નહિ સમજતાં અજ્ઞાનીઓએ જે આદી સૂર્ય દીનમણી, તેને કસ્યપના પુત્ર ઠરાવી બેસાડયા છે. પણુ જે દીનમણી સૂર્યનારાયણુના પિતા કસ્યપને કહે છે. તે ખોટું. સુર્ય એવું એક નામ, તેને લીધે સર્વ સુર્યના પિતા ઠરાવે તે અજ્ઞાન છે. એક નામ તો ઘણાનાં હોય છે, તેથી શું તે સર્વના પિતા કેહેવાય ? નજ કેહેવાય. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૩૯ મી.
### પ્રારબ્ધને પુરશાર્થ વિષે.

ગામ ખડસુપાના મોક્ષમારગી પટેલ મણીલાલ ગોવિંદજીએ એવો પ્રશ્ન કર્યો કે હે ગુરૂ માહારાજ ઘણાક એમ કેહે છે કે પ્રારબ્ધ બળવાન છે. અને ઘણાક કેહે છે કે પુરશાર્થ બળવાન છે. માટે એમ પુછુ છું કે એમાં ખરૂં શું ?

વ્યાસજી—જુઓ ભાઇ કુકર્મનાં ને સુકર્મનાં એવાં બે પ્રકારનાં પુરશાર્થો કરાય છે. પુરશાર્થનાં ફળ આયુશ પોહોચતો હોય તો, ત્યાં સધીમાં મળી આવે; અને ભોગવે. પણ તે મળી આવતાં ને ભોગવતાં જે શેશ વધે તેનું પ્રારબ્ધ બંધાય છે. ને તે પ્રારબ્ધનું ફળ બીજે જન્મે મળે છે. તેથી પ્રારબ્ધ છે તે ફળદાતા છે. પ્રારબ્ધ પુરશાર્થ કરાવતું નથી. અને પુરશાર્થ કરવું તે તો પોતાના હાથમાં છે, તેમાં કોઇ કુકર્મનાં પુરશાર્થ કરે ને કોઇ સુકર્મનાં પુરશાર્થ કરે.

કલાણભાઇ—હે મહારાજ સુકર્મ અને કુકર્મ તે પુર્વના પ્રારબ્ધેજ સુજતાં હશે કે કેમ ?

વ્યાસજી—ના, એતો સંગનો રંગ છે. એટલે જેને જેવો સંગ લાગે તેવો તેને રંગ બેસે. અને જેવો જેને રંગ બેસે તેવાં તેને કર્મ સુજે, ને જેને જેવાં કર્મ સુજે તે તેવાં કર્મ કરે ને જેવાં કર્મ કરે તેમાં સંચીત થાય ને જેવાં સંચિત થાય તેવાં તેનાં પ્રારબ્ધ બંધાય. અને જેવાં પ્રારબ્ધ બંધાય તેવાં તેને બીજે જન્મે ટુટક આયુષને લીધે ફળ ભોગવે એ સિદ્ધાંન્ત સમજવું જેમ કોઇને વણ પુરશાર્થે ધનની કે રાજયની પ્રાપ્તી થાય તે પ્રારબ્ધના યોગે સમજવું. ને જેમ કોઇને વણ અપરાધે નુકશાન થાય તે પણ પ્રારબ્ધના યોગે સમજવું. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૦ મી.
### જીવ જીવના આશરા વિષે.

સંવત ૧૯૬૯ ના ફાગણ વદમાં પરબ્રહ્મનીષ્ટ મહારાજશ્રી વ્યાસજી વલ્લભરામના ચીરંજીવી રમુજીલાલને ઉપવિત દીધું હતું. તે આનંદના શુભ પ્રસંગે માહારાજના ઉપદેશથી મોક્ષના અધિકારી થઇ ગયેલા એવા ઘણા ગામોનાં ભાઇઓ બાઇઓની ઘણી મેદની અમદાવાદમાં ભરાઇ હતી. તે પ્રસંગે મહારાજશ્રીના ધામ આગળ મંડપની રચના ઘણી સુંદીર થઇ હતી ત્યાં ટાકોરખાના વિગેરે વાજીંત્રો વાગતાં હતાં ને માહારાજશ્રી મંડપમાં ગાદી ઉપર બીરાજેલા ને મહારાજશ્રીને ભક્તોએ ઘણાજ પુષ્પના હાર પેહેરાવેલા ને છુટાં પુષ્પનો ગરકાવ કરેલો

ને માહારાજની આગળ હજારો મનુષ્યની સભા ભરાઈ હતી તેમાં ભરૂચના નરોતમદાસ બેહેચરદાસ, ભીખાભાઇ જીવણદાસ, ચુનીલાલ નથુભાઈ, જેઠાભાઇ જગજીવન, લાલભાઇ બેહેચરદાસ, ગોપાળ બેહેચરદાસ, ગોપાળ લખમીદાસ નાથાભાઈ ખુશાલ, અમઈદાસ દેવજી, રણછોડ પુંજા, નાગજી વીઠલ, લખમીદાસ, ત્રીભોવન મગનલાલ, શા. ત્રીભોવનદાસ લલુભાઇ, શા. ત્રીભોવનદાસ ગોરધનદાસ, લાલભાઈ નરોતમદાસ, છોટાલાલ નારણદાસ, બેહેચર ગોવિંદના નરોતમદાસ, નરોતમ ઘેલાભાઇ, પ્રાણજીવન હરગોવન, ઈશ્વર રણછોડ, ઘેલા નારણ, નાગજી આશારામ, મંગળ લખમીદાસ, રણછોડ નરોતમ, છોટાલાલ પુંજાભાઇ, અંકલેશ્વરના મોતીલાલ વનમાળી, શીવલાલ વિગેરે ઘણાક પુરૂષો તથા બેન પાર્વતી, માળી દેવણા, બાઇ અંબા, બાઈ પુંજી, બાઇ ઈચ્છા, બાઇ મંછા, દીવાળી ડોશી તથા શેહેર નવસારીના મોક્ષમારગી ઉત્તમરામ ભાણાભાઇ. કલાણભાઇ ભાણાભાઇ, વલ્લભભાઇ ભાણાભાઈ, કલાણભાઇ ભુલાભાઈ, સાધુ રણછોડદાસજી વલ્લભદાસજી, વલ્લભ શીવલાલ, હરગોવન ફકીરભાઇ, પ્રાણજીવન નાહાનાભાઈ, સુખાભાઇ કેશવભાઈ, મોતીરામ વિઠલભાઇ, નથુભાઇ ગાંડાભાઇ, નાથુ ગોકુળ, ઘેલાભાઇ જગજીવન, પ્રાણજીવન કીકાભાઈ, પરસોતમ ભગવાન, ખુશાલ નરોતમ, ઝીણાભાઇ ભીખાભાઈ, બેહેચરભાઈ હીરાભાઈ ચા વાળા, દલપતભાઇ ભુલાભાઇ, પ્રાણજીવન વલ્લભભાઇ, જગજીવન, તથા આત્મારામ તથા બાઇ મણી, બાઇ ગંગા, બાઇ ઇછા, દયાળજી રતનજીની કુમ્પની. બ્યારાના કલાણભાઇ ગોવીંદભાઇ, નરોતમ નારણભાઈ, હરજીવન નારણ, ગાંડાભાઇ ધનજીભાઇ, કુબેરભાઇ રૂગનાથદાસ, સુરતના મીસ્ત્રી, કુલચંદ લલુભાઇ, તથા બાઈ નાથીબા, તથા ગામ દેત્રાલના મોક્ષમારગી પટેલ હીરાભાઇ મીઠાભાઈ, દાજીભાઈ જોરભાઇ, હરીભાઈ કરસનદાસ, નરોતમ જોરભાઈ, દરૂભાઇ મીઠાભાઇ, સીતાભાઇ ભીખાભાઈ, છોટાલાલ મીઠાભાઈ, ઈશ્વરભાઇ રૂગનાથ, ભાઇજી ગોપાળ, ચુનીલાલ પરભુદાસ, હાથીભાઇ પરાગભાઈ, સીતાભાઇ વરઘાભાઈ, લલુભાઈ ઈશ્વર, માહારાજ નરસંગદાસ બાળકૃષ્ણ, લલુભાઇ ભુખણ, શંકર પરસોતમ, ઝવર પરસોતમ, ત્રાલસીના મોક્ષમારગી ભાણજીભાઇ હાથીભાઈ, અમથા માધવની દીકરી બાઇ રાઈબા તથા બેન જીવી, રણછોડ લલુભાઈ, છગનલાલ મોતીભાઇ, અંટોલ ઝવેર, બેહેચર વનારશી, માધવ જીભાઇ, રણછોડ માધવ, બેન દીવાળીબા, ઉમરેઠના ભટ હીમતભાઇ મુળજી, બ્યાસજી, ત્રીભોવન હરજીવન, પરસોતમ ભગત, ગામ કીસનારના પટેલ, જેરામ ભગતીદાસ, ભઈજી બાપુભાઇ, રણછોડ ઈશ્વર, શંકર ધનજી, દુલ્લભ ગીરધર ચાવદવાળા, ગામ ઓછણના પટેલ મથુરભાઇ મનોરદાસ, તળશીભાઇ, હીરાભાઇ, નરસીદાસ ગણેશભાઇ ગણદેવીના જીવણભાઇ ડાહ્યાભાઈ, મીસ્ત્રી ડાહ્યાભાઈ રામજી, ગામ બોસ-

દના મોક્ષ મારગી ક્ષત્રીવર્ણ ઠા. કેસુરભાઇ દાજીભાઇ, અનોપભાઇ પરતાપસીંહ, ડાહ્યાભાઇ રામાભાઇ, અમરસીંહ કેસરભાઇ, નાગજી વિરમ, માનસીંગ, બાબરભાઇ લાલાભાઇ, ધનજી વીરમભાઈ, બાઇ રતુબા, રામોલ લખમણ, દીપાભાઇ વીરસંગ, માલજી ભીમા, મેરજી ગોપાળ, ડાહ્યાભાઇ, જેશંગ રામાભાઇ, રામલ માલજીભાઈ, બાઇ ઉમેદબા, બાઈ રૂપાંબા, ગામ કંટવાના રામભાઇ પરતાપસીંગ અનોપભાઇ ઉકાભાઇ, ઉમેદ પરબતસીંગ, ઝવેરભાઈ ફકીરભાઇ, નાથા મેરસીંગ, અનોપભાઇ વાઘજી, સીસોદરાવાળા અવીભાઇ પરભુભાઈ ડેલીવાળા, વડનગરના પટેલ છગનલાલ જોઈતારામ, પ. લીલાચંદ વીઠલ, ભીખાભાઇ ભાઇચંદ, પરભુદાસ હીમચંદ, ભાઇચંદ કસનદા, શંકલ પ્રભુદાસ, અંબારામ જેચંદ, ભગત લાલદાસ રામજી, કાશીરામ અંબારામ, અમદાવાદના મોક્ષમારગી, છોટાલાલ ગોકળદાસ, ચોકશી શંકરભાઈ, વડનગરા, સાંકળચંદ નાથાલાલ, કેશવલાલ, ગોકળદાસ, વ્યાસજી મગનલાલ દયારામ, વહોવાળા, ગોરધનદાસ દ્વારકાદાસ, પ્રહ્લાદજી શંકરભાઈ, મીસ્ત્રી ચકુભાઇ હાઉસા, નાગર બ્રાહ્મણ જસવંતરાય માધવરાય, ત્રંબકલાલ કલાણરાય, ચુનીલાલ માધવલાલ, શા. છગનલાલ ઝવેરદાસ, નારણદાસ મનસુખરામ, સરખેજના ત્રવાડી મોતીરામ જીવરામ જોશી, પરસોતમ, સુખરામ, વરસોડાના માહાન કવી જાની પ્રલાદજી દલસુખરામ, જાની. નારણભાઇ રવિદત્ત, સોની જુગાભાઇ જેઠાભાઇ, પ્રલાદજી જેઠાભાઇ, લીલાભાઈ જેઠાભાઇ, કલોલના સોની હેમચંદ કરસનદાસ, પંડયા હરજીવન પરભુરામ, વ્યાસજી ભાઇશંકર, વ્યાસજી હરગોવન, ગામ સરસાવના મોક્ષમારગી, મુળશંકર પરભુરામ, કચ્છ દેશમાં ગામ ભાંડરાના જોશી છગનલાલ નરભેરામ, દ્વાસિકાના ઉમેદરામ હરજીવન, રામશંકર માધવજી, ગામ સારસાના મોક્ષમારગી શુકલ મોતીરામ, સાધુ પુરણદાસ કાશીરામ, ગામ લુણાસણ દવે અમથારામ મોતીરામ, દવે રેવાશંકર, વસોના શંકરદાસ બાપુજી, ગામ ગવાડાના સોની ભાઇચંદ વાહાલચંદ, વીગેરે. ખડસુપાના પટેલ મણીલાલ ગોવિંદજી, ભીખાભાઈ ઉકાભાઈ, પ. જીવણભાઇ, મોરારભાઇ ઉકાભાઇ, ગોવિંદ ભગત, મુંબઇના મીસ્ત્રી જીવણભાઇ ડાહ્યાભાઈ ગામ બુઆના મોક્ષમારગી મણીશંકર જીવરામ, દલસુખરામના ભુલાશંકર તે વિગેરે ઘણા ગામોના મોક્ષમારગી બાઈઓ તથા ભાઈઓની સભા ભરાઈને બેઠી હતી. તે વખત માહારાજશ્રીની આસપાસ પ્રલાદજી દલસુખરામ તથા વ્યાસજી મગનલાલ દયારામ, તથા પુરણદાસ કાશીરામ તથા જાની છોટાલાલ બેહેચરભાઈ, ઉભા રહી સર્વ સભાને આ ચારે મોક્ષમારગી પુરૂષોએ કેટલોક ઉપદેશ કર્યો તે પછી ભરૂચના મોક્ષમારગી, ભગ્ત આશારામ નરોતમદાસે માહારાજશ્રીને એવો પ્રશ્ન પુછયો કે હે ગુરૂ માહારાજ એક કોઈ મોહોટા પુરૂષની એવી સાખી છે કે, જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ. આટલી સાખીનો હેતુ ઘણાક મનુષ્યો

એમ સમજે છે કે જીવ જીવનોજ આર કરે છે. એટલે જીવ જીવનેજ ખાય છે તેનો દોશ નથી. માટે હું પુછુ છું કે એ સાખીના કેહેનારનો હેતુ શું હશે. એટલું કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઇ એ સાખીનો હેતુ ઘણો ધાર્મિક છે, પણ અજ્ઞાની જીવો તે સાખીનો અર્થ જુદો કરે છે, તેમ તે સાખીનો હેતુ પણ જુદો સમજે છે પણ તે સાખીનો અર્થ અને ભાવાર્થ સમજાવીએ તે સાંભળો, જુઓ ભાઈ કેહેનારના શબ્દે શબ્દનો વિચાર કરજો કેહેનારે તો એમ કહ્યું છે કેઃ—

જીવ જીવકે આશરે, જીવ કરતહે રાજ;
તુલશી રઘુવિર આશરે, કયું બીગરેગો કાજ.

હવે કેહેનાર તો એમ કેહે છે કે જીવ જીવને આશરે એટલે એક જીવ બીજા જીવને આશરે એટલે બીજા જીવની મદદે જીવ કરતહે રાજ એટલે જેમ કોઇ જીવ બીજા જીવોની મદદથી રાજ મેળવે છે અથવા રાજ કરે છે એટલે જેમ રાજા પાસે લશ્કર હોય તે લશ્કરના જીવોને આધારે રાજ કરી શકે છે. જો લશ્કરના બીજા જીવો રાજકર્તાની પાસે ન હોય તો તે રાજ્યકર્તાને બે હાથ છે ને સામો આવનારને પણ બે હાથ છે તેથી તે રાજાને કોઈ રાજ કરવા દેજ નહિ. પણ લશ્કરના બીજા જીવોને આશરે રાજા રાજ કરે છે. તે અનુભવથી, એમ કહ્યું કે જીવ જીવકે આશરે જીવ કરતહે રાજ તેને બદલે સાખીના અર્ધ ચરણનો અવળો અર્થ કરી માઉશારી બીજાને એમ સમજાવે છે કે જીવ જીવને ખાય તેમાં દોષ નથી જો કેહેનારનો હેતુ એવો હોત તો એમ કેહેત કે જીવ જીવકે આશરે જીવ જીવકુ ખાત પણ કેહેનારનો હેતુ એવો છેજ નહિ. છતાં અધર્મીઓએ ભાવાર્થ ફેરવ્યો છે. પણ શબ્દ ફર્યો નથી. તેથી અવળો ભાવાર્થ કરનારો જખ મારે છે. તેમ તુળશીદાસ ભગત એવું કહેજ નહી. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૧ મી.

### સો વર્ષના આયુશ વિષે.

ગામ ઉમરેઠમાં ભટ હીમતલાલ મુળજી દુધવાળા તેમણે બ્રહ્માનંદ કરવા સારૂ માહારાજશ્રીને પોતાને ઘેર તેડેલા તે સમે વ્યાસજી ત્રીભોવન હરજીવને મહારાજશ્રીને પ્રશ્ન કરેલો કે હે માહારાજ ઘણા વિદ્વાનોના મુખથી એવું સાંભળવામાં આવ્યું છે કે કળીયુગમાં મનુષનો સો વર્ષનો આયુશ હોય. તે ઉપરથી મને એવી શંકા થઈ કે જ્યારે સો વરસનો આયુષ મનુષ્યનો છે. ત્યારે ઓછાં વર્ષમાં મનુશ કેમ મરે છે? એવી શંકા થવાથી જે જે વિદ્વાનોએ સો સો વર્ષનો આયુશ કહેલો તે તે વિદ્વાનોને મેં પ્રશ્ન કર્યો, પણ

કોઈ વિદ્વાને માહારી શંકા ટાળી નહીં, માટે આપને પુછું છું કે આ માહારી શંકાનું સમાધાન શું હશે. એટલું કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઇ પળ ઘડી પોહોર અને પોહોરને હિસાબે દીવસ, દીવસને હીસાબે માસ અને માસને હીસાબે વરસ તમો સમજો છો, તે હીસાબ આયુષ્યને માટે નથી કેમકે દીવસની ગણત્રી છે તેમાં તો વધઘટ થાય છે, માટે તેનો હીસાબ બેસેજ નહી, પણ મનુષના આયુશનો હિસાબ તો સ્વાસ્વા ઉપર છે. જુઓ કે મનુષ માત્રને હરનીશના એકવીસ હજાર છસો સ્વાસ લેવા મુકવાની જગતનીયંતાએ ઢબ મુકેલી છે. તેથી સર્વ મનુષ્યનો આયુશ શ્વાસાના હિસાબે સો વર્ષનો ગણુવો જોઇએ. તે સ્વાસાના તે હિસાબે ત્રીસ દીવસનો એક માસ, ને તેવા બાર માસનું વર્ષ ને તેવાં વર્ષને હિસાબે સર્વ મનુષ એક સો વર્ષનો આયુશ ભોગવે છે. અને એક સો વર્શના, ૭૭૭૬૦૦૦૦૦ સ્વાસા લેવાય છે. તેમાંથી જેટલા વધારે સ્વાસો લેવાય તેટલો આયુશ તેનો આ દેખીન્તા દીવસોને હિસાબે ઓછો થાય છે. અને સ્વાસા ઓછા લેવાય તેટલો તેનો આયુશ વધે છે. જુઓ ભાઇ ઉતાવળું ચાલવાથી તથા મૈથુનથી તથા જોરમાં બોલવાથી સ્વાસ ઘણોજ ઉતાવળો લેવાય છે મુકાય છે. એટલે કોઇ દીવસ એકવીશ હજાર છસોને બદલે ઉપર કહેલાં કાર્યો કરવાથી એકવીસ હજાર સાતસો સાડીશાતસો આઠસો એવા વિશેષ લેવામાં આવે છે. તેથી તેનો આયુશ વેહેલો પુરો થઈ રહે છે. ને તે સ્વાસોની ગણતરીના પ્રમાણેજ મનુષ્યનો દેહ છુટે છે. અને જે મનુષ્ય પ્રાણાયમ વીગેરે સમાધી લક્ષથી કુમ્ભકમાં શ્વાસા ઠરાવી રાખે છે તેના એકવીસ હજાર છસો કરતાં ઓછા સ્વાસો લેવાય છે, તેથી જેટલા સ્વાસો એકવીસ હજાર છસોમાં ઓછા રહેલાનો વધારો ભેગો થાય છે તેટલા શ્વાસોના હિસાબે તે મનુષ્ય વધારે દેહ રાખી શકે છે.

ત્રીભોવન—હે માહારાજ એકવીસ હજાર છસો સ્વાસ લેવાય છે તેનો અનુભવ શી રીતે કરવો?

વ્યાસજી—નહી ભુખ્યા, નહી ધરાએલા, નહી દોડેલા, નહિ બહુ જોરથી બોલેલા, વિગેરેથી સાધારણ સ્થીતીમાં હોઇએ તે વખત સ્વાસાના પ્રમાણનો અનુભવ કરવો. એટલે એક મીનીટે પંદર સ્વાસ થવાના. તે હીસાબે પાંચ મીનીટના પોણોસો સ્વાસ થવાના ને તેના હિસાબે કલાકના નવસો સ્વાસ થવાને તે હિસાબે હરનીશના. હર એટલે દીવસ, અને નીશ એટલે રાત્રી એ રીતે હરનીશની ચોવીસ કલાક તે ચોવીસ કલાકના ૨૧૬૦૦ સ્વાસ થશે. એટલો તમારે અનુભવ કરવાનો છે. હવે જુઓ ભાઇ તમારા પ્રશ્નનો એજ ઉત્તર થયો કે સ્વાસાના હિસાબે મનુષનો સો વર્ષનો આયુશ છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૨ મી.
### ચઉદ લોક વિષે.

ઉમરેઠનીવાશી, ખેડાવાળ બ્રાહ્મણ મોક્ષમારગી, પરશોતમ ભગતે નમસ્કાર કરી. માહારાજશ્રીને પ્રશ્ન કરેલો કે હે મહારાજ જે ચઉદ લોક કહે છે તે ચઉદલોક કીયા ? મેં આ પ્રશ્ન ઘણા વિદ્વાનોને પુછેલો તેથી વિદ્વાનોએ એમ કહેલું કે સાત સ્વર્ગ ને સાત પાતાળ તે ઉપરથી મેં શંકા કરેલી કે સાત પાતાળને સાત સ્વર્ગ થઈને ચઉદ લોક કોહો છો તો આપણ પાતાળમાં ગણાઈએ કે સ્વર્ગમાં ગણાઈએ તે કહો ? વળી આપણ સાત સ્વર્ગ ને સાત પાતાળથી જુદા હોઇએ તો આ લોક પંદરમો ગણાય ? વળી બીજી શંકા એવી થઈ કે જે સાત પાતાળ તેનાં નામ અતળ વિતળ સુતળ તળાતળ પાતાળ એવાં એવાં નામ છે તેમાં લોક શબ્દ લાગતો નથી માટે તે લોકમાં ગણાતા નહી હોય. આ રીતની મેં શંકાઓ કરી પ્રશ્ન પુછયાં, પણ મને કોઇએ સંતોષકારક ઉત્તર આપ્યો નહી. માટે માહારાજ આ પ્રશ્નનો ઉત્તર કરો.

વ્યાસજી—જુઓ ભાઇ જે સ્થળને લોક શબ્દ લાગતો હોય તેજ લોક ગણાય. જેમ વિસનગર, જામનગર એટલે વિસનગર બે શબ્દોથી કેહેવાયું છે. તેમાં વિસ અને નગર એ બે શબ્દોને મેળવી વિસનગર નામ ધારણ થયું. વળી જામ અરે નગર એ બે શબ્દો મેળવ્યાથી જામનગર નામ ધારણ થયું. એ રીતે જે ગામને નગર શબ્દ લાગેલો કેહેવાતો હોય તેનેજ નગર નામમાં ગણાય. માટે જે સ્થળને લોક શબ્દ લાગેલો હોય તેજ સ્થળને લોકમાં ગણાય. હવે ચઉદ લોક તો કીયા તે સાંભળો.

| | | | |
|---|---|---|---|
| ૧ સુરલોક, | ૨ ભુલોક. | ૩ ભુઅરલોક, | ૪ મહરલોક |
| ૫ તપલોક; | ૬ જનલોક, | ૭ સત્યલોક, | ૭ પીત્રુલોક, |
| ૯ ગરુલોક; | ૧૦ શીવલોક, | ૧૧ શક્તીલોક, | ૧૨ વિષ્ણુલોક, |
| ૧૩ યમલોક, | ૧૪ બ્રહ્મલોક. | | |

હે ભગતરાજ આ જે કહ્યા તે ચઉદ લોક છે. તે વિના પરાણે ખેંચી તાણીને મેળવી આપે તે અજ્ઞાન છે. કેમકે જેને ઉઘાડા લોક શબ્દ લાગેલા છે તેજ લોકમાં ગણાય. એજ ઉત્તર. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૩ મી.
### ધ્રુજીના અવિચળ પદ વિષે.

શુકલ તીર્થના નીવાશી, મોક્ષમારગી દલાભાઇ જગજીવનદાસે મહારાજશ્રીને પોતાને ઘેર તેડલા ત્યાં એવો પ્રશ્ન કર્યો કે હે માહારાજ ઘણા વિદ્વાનો એમ કહે છે કે ધ્રુજી અવિચળ પદ પાંમ્યા છે. તે ધ્રુજી જે આ ઉત્તર

દીશામાં ધૃનો તારો દેખાય છે તેનેજ લોક ધૃજી કહે છે. વળી વરકન્યા પરણી રહ્યા પછી એજ ધૃજીનાં દરશન કરાવે છે. તેમાં એવી ભાવના જણાવે છે કે આ ધૃની પેઠે વરકન્યાનું જોડું અવિચળ રેહેજો. એ રીતે ઉત્તરમાં જે ધૃ છે તેજ ધૃ છે એમ કહે છે. તેમાં મને એવિ શંકા થાય છે કે ઉત્તરમાં જે ધૃનો તારો છે તેજ ધૃને અવિચળ ધૃજી માને છે. તો બીજો દક્ષિણ દીશામાં દક્ષીણ ધૃ છે. ત્યારે ધૃ તે એક હતા કે બે. વળી એ જે ધૃના તારા દેખાય છે તે તો ચળીત છે. કેમકે કોઈ મોહોટા પુરૂષે એમ કહ્યું છે કે—

શ્લોક.

चलंती तारा पचलंती मदीरं, चलंती मेरु रविचंद्र मंडलंः
कदापी काले मथवि चलंती, सत्य पुर्ष वाकय न चलंती धर्म.

જુઓ માહારાજ વિદ્વાનો ધૃ બતાવે છે, તે તો તારો છે. તો તે ચળીત થવાનો એવું આ ઉપરના શ્લોકમાં કહ્યું છે. માટે જે તારો છે તેજ ધરૂજી હોય તો તે ચળવાનોજ—ત્યારે તેને અચળ પદ મળ્યુ એમ કેમ કહેવાય? એ રીતની માહારી શંકાઓ છે તે નીવારોજી.

વ્યાસજી—અરે ભાઈ શું કાળા એટલા ભાઇના સાળા હોય? તેમ કાંઈ નામે નાયક પણ હોય? નજ હોય. માટે સમજાવીએ તે ન્યાયથી સમજો. જે ધૃજી ભક્ત હતા તે અવિચળ પદ પામ્યા છે, એટલે મોક્ષ પામ્યા છે. અને એમના નામે નામ તારાનું છે તેથી તારા તેજ ધૃજી જે ભક્ત થઇ ગયા તે નહી. માટે દક્ષીણ ધૃ ને ઉત્તર ધૃ તેને જે ધૃ ભક્ત સમજતો હોય તેની સમજ ફેર છે. કેમકે એ તો તારા છે. અને તે તારાનું નામ ધૃ છે તેને ધૃજી સમજવા નહી. ધૃજી ભગ્ત થઈ ગયા તે તો આ બે તારાથી જુદાજ છે. એ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૪ મી.

### ઇશ્વરો અભય વિષે.

એક દેશી જીજ્ઞાસુએ અમદાવાદ મનહર પ્રેસમાં હરીલાલ છગનલાલે માહારાજશ્રીને એવો પ્રશ્ન કર્યો કે હે માહારાજ બ્રહ્મા વિષ્ણુ શીવ અને શક્તી તેને તમો સર્વ ઈશ્વરો માનો છો. માટે પુછુછું કે ઈશ્વર તો સર્વના માલીકછે. તેમ તે સર્વ શક્તીમાનછે. છતાં એમને કોનો ભય લાગતો હશે કે તેમણે હથીઆરો ધારણ કરી રાખેછે? જુઓ બ્રહ્માએ બ્રહ્મદંડ રાખ્યોછે. શક્તીએ ત્રીશુળ રાખ્યુંછે. વિષ્ણુએ સુદરસણ ચક્ર ને ગદા રાખી છે. તેમ માહાદેવે પણ ત્રીસુળ રાખ્યું છે. તે ઉપરથી વિચાર કરીએ તો તે અભય નથી. ને

અભય નથી તેને સહુના ધણી કેમ કેહેવાય ? વળી તેજ અભયપદવાળા નથી તો બીજાને અભયપદ કેમ કરીને આપે. એટલું કહો !

વ્યાસજી—જુઓ ભાઇ ઇશ્વરો અભય હોવા જોઇએ તેમ ઇશ્વરો સર્વના માલીક છે, એવું તમે સમજ્યા છો તે તમારી ભુલ છે. તેમ તમને સર્વ દેશી યથાર્થ જ્ઞાન થયું નથી. તેજ તમે કોઇ જ્ઞાનવાનનો સત્સંગ કર્યો હોય તેવું અમને ભાસતું નથી. તથાપી તમે સારાં ને ઝીણી બુદ્ધીનાં પ્રષ્ણ કરો છો તેથી એમ ભાસે છે કે વિદ્વાનો અને એક દેશી જ્ઞાનીઓનો તમને સંગ થયો હશે ? તેથી તમોને એવી શંકા ઉઠી છે. અને તે તમારી શંકા ખરી છે. હવે અભયનો ઉત્તર સાંભળો. જુઓ ભાઈ ઇશ્વરો અભય નથી. અભય તો પરમેશ્વર છે. તેમ ઇશ્વરો સર્વના માલીક નથી, સર્વના માલીક તો પરમેશ્વર છે.

જીજ્ઞાસુ—અરે માહારાજ ઇશ્વરને પરમેશ્વર કાંઇ જુદા હશે કે ?

વ્યાસજી—હા ભાઇ જુઓ કે ઈશ્વર શબ્દને પરમ શબ્દ લાગે છે તે ઇશ્વર તો ઇશ્વરોથી જુદા છે. જેમ માજીસ્રેટ શબ્દને ફર્સ્ટ કલાસ સેકન્ડ કલાસ થર્ડ કલાસ એવા જે અલંકારી શબ્દો લાગે છે, તે માજીસ્રેટોને જુદા સમજો છો કે એક સમજો છો ? જો એક સમજતા હો તો તમને તે વાતનું જ્ઞાન નથી. અને જો જુદા સમજતા હો તો તેજ પ્રમાણે ઇશ્વર શબ્દને જુદા જુદા અલંકારી શબ્દો લાગે તેને જુદા જુદા ઇશ્વરો સમજો, તો તમને એક પણ શંકા ઉત્પન્ન થશે નહી. માટે હે ભાઇ ઈશ્વર અને પરમેશ્વર તે જુદા છે. ને જે પરમેશ્વર છે તેજ અભય અને સર્વના માલીક છે. તેમને એક પણ હથીઆર નથી. વળી ઇશ્વર ને પરમેશ્વર જુદા છે કે નહી. તેનો સીદ્ધાન્ત થવા અમારૂં રચેલું ભાવાર્થ પ્રકાશ અને વિજ્ઞાન વલ્લભ આ બે પુસ્તક જુઓ. એટલે યથાર્થ સમજવામાં આવશે.

જીજ્ઞાસુ—હે માહારાજ બ્રહ્મા વિષ્ણુ શીવ શક્તી એ ઇશ્વરોને કોનો ભય રેહેતો હશે કે તેમણે હથીઆરો રાખ્યાં ?

વ્યાસજી—જુઓ ભાઈ જેમ ભીસ્માઅંગદ બાણાસુર વિગેરેએ મહાદેવજીને ભય ઉત્પન્ન કર્યો હતો. વળી જેમ ઝાળંધર કાળયવન જેઓએ વિષ્ણુને ભય ઉત્પન્ન કર્યો હતો તેવાના ભયથી અને તેમના ભકતોને દુઃખ દેનારા; જેવા કે હરીશ્ચંદ્રને વિશ્વામીત્રે દુઃખ દીધું તેથી વિષ્ણુને વિશ્વામીત્ર ઉપર ચક્ર મુકવું પડયું તેવાં કેટલાંક કારણોથી અને તે ઇશ્વરો અભય નહી હોવાથી તે સર્વ ઇશ્વરોને હથીઆરો રાખવાં પડે છે. પણ પરમેશ્વરને રાખવાં પડતાં નથી. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૫ મી.

## હિમાચળ પર્વત વિષે.

કડી પાસે ગામ સરસાવના મોક્ષમારગી માહારાજ મુળશંકર પ્રભુરામે એવો પ્રશ્ન કર્યો કે હે ગુરૂ માહારાજ માહારા સાંભળવામાં એમ આવ્યું છે કે હીમાચળની પુત્રી પાર્વતી માહાદેવ સાથે પરણ્યાં છે. અને પારવતીની માતા મેના નામની છે. આ વિષે મને એવી શંકા થાય છે કે હીમાચળ તો પરવત છે. એટલે પાશાણનો મોહોટો ડુંગરો છે. તે હીમાચળને શું મેના નામની મનુષાકારની સ્ત્રી પરણી હશે ? ને શું તે પથરાના ડુંગરે તો મેના સ્ત્રી સાથે ગ્રહસ્થાશ્રમ માંડયો હશે ? વળી પથ્થરને અને મનુષને સંગમ થાય તે વાત શું સંભવે છે ? અને તે પથરાના વિહારે શું પાર્વતિ મનુશાકાર જન્મ્યાં હશે ? આ શંકા ભરેલા પ્રશ્નનો ઉત્તર કૃપા કરીને કરો !

વ્યાસજી—અરે ભાઈ અજ્ઞાનથી અજ્ઞાની લોકો ઉંધુ સમજે છે તેથી શંકા કરે છે. જુઓ ભાઈ હિમાચળ પર્વતનો રહેનાર ને તે પર્વતનો જે માલીક તેનું નામ હિમાચળ છે, તે હીમાચળ હિંમગીરીનો રાજા એટલે માલીક તેનેજ અજ્ઞાની લોકો હિમાચળ પરવત સમજે છે, પણ હિમાચળ અને હિમાચળ પર્વત એ બે જુદા છે. જેમ વડનગર ને વડનગરના રહિશ વડનગરા અને વીશનગરના રહીશ વીશનગરા એવાં જે નામ પડે છે તે ભુમીના નામ ઉપરથી રહીશોનાં નામ ધારણ થાય છે. જેમ ગામ વસાવનારના નામ ઉપરથી ગામનું નામ પડે છે. તેમ ગામના નામ ઉપરથી ગામના રહીશનું કે માલીકનુ નામ પડે છે. તેમજ હિમાચળ પરવતનો રહીશ જે હિમાચળ મનુશાકતીનો તેનું નામ હિમાચળ છે. તે હિમાચળની સ્ત્રી મેના છે ને અડતાળી અગ્ની તે કોઈ દેહધારી જીવાત્મા હશે કે ભડકાનું નામજ અગની હશે ? તેમજ ઓગણ પચાસ વાયુનું પણ કેમ હશે એટલું કૃપા કરીને કહો.

વ્યાસજી—ભાઇ આંધળો દેખે નહિ ને હઠીલો હઠ મુકે નહિ. તે તો ગમે તેમ માનતા હશે. પણ અમારે તો અનુમાન પ્રમાણથી સીધાન્ત એવો છે કે સાત સમુદ્રના જળને વિશે તે જળનો માલીક કોઈ પ્રકારનો જીવાત્મા હોવો જોઇએ. જો જળનુ નામજ સમુદ્ર હોત તો સમુદ્રનું જળ કેહેવાત નહિ. વળી વિચારો કે સમુદ્ર અને સમુદ્રનું જળ એવા બે શબ્દોથીજ જણાય છે કે સમુદ્રના જળમાં સમુદ્ર જળથી સમુદ્ર એવો કોઇ જીવાત્મા પુરૂષ જુદો હોવોજ જોઇએ તેમજ ગંગાના જળથી ગંગાના જળમાંજ ગંગા કોઇ જીવાત્મા સ્ત્રી હોવી જોઈએ. એજ રીતે પવનમાં ઓગણ પચાસ વાયુદેવતા હોવાજ જોઇએ તે રીતે અગનીમાં પણ હોવું જોઇએ. જો તેમ નહિ માનીએ તો ઘણાક અં-

થોમાં એમ કહ્યું છે કે વાયુદેવતા સ્વરૂપ ધારણ કરીને ફલાણાને વરદાન આપવા ગયા અગની દેવતા સ્વરૂપ ધારણ કરીને અમુક કામ સારૂ ગયા તેમજ ગંગાજી પોતાનું સ્વરૂપ ધારણ કરીને અમુક કાર્ય કરવા ગયાં. તે રીત હીમાચળ પરવતનો માલીક હીમાચળ નામનો પુરૂશ છે. અને મેના નામની તેની સ્રી છે. તે સ્રી પુરૂષના સમાગમે પારવતીની ઉત્પતી થઈ છે છતાં હિમાચળ પરવતને અને પાર્વતીના પીતા હીમાચળને એક સમજે છે તેજ અજ્ઞાન છે. જેમ વૈરાટ નગ્રનો વૈરાટ રાજા કચ્છ દેશનો કચ્છ રાજા તેમ હિમાચળ પરવતનો હિમાચળ પુરૂશ છે. એ રીતે તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૬ મી.

### સાત સમુદ્ર વિશે.

આમોદ તાલુકાનું ગામ ભુઆના મોક્ષમારગી જોશી મણીશંકર તથા ગામ ઈટોલાના દલસુખરામ ભુલાશંકરે માહારાજશ્રીને એવો પ્રશ્ન કર્યો કે હે ગુરૂ સાત સમુદ્ર તથા નવસે ને નવાણુ ગંગા તથા અડતાળીસ અગ્નિ તથા ઓગણપચાસ વાયુ કેહેવાય છે. તે વિશે માહારી એવી શંકા છે કે સમુદ્ર તે કોઇ દેહધારી જીવાત્મા હશે કે પાણીનું નામજ સમુદ્ર છે. વળી નવસે નવાણુ ગંગા તે પાણીના નવસને નવાણું ફાંટા પડયા હશે તેને નવસે નવાણુ ગંગા કેહે છે કે ગંગા તે કોઈ દેહધારી દેવાત્મા હશે ? તેમજ અડતાળીસ અગની તે જ્યાં જ્યાં અગની સળગતો હશે તેની ગણતરીથી અડતાળીસ અગની કહેતા હશે એ રીતનું ઘણા ગ્રંથોમાં લખાણ છે તે શું મોહોટા રૂશી મુનીઓએ શું ખોટું લખ્યું હશે? વ્યાસજી-નાના, આગળના રૂશી મુનીઓએ અનુભવ કરીનેજ લખ્યું હશે માટે તે સત્ય છે પણ હાલના અજ્ઞાનરૂપી અંધાપે કરીને કાંઇ દેખી શકતા નથી. તેમ હઠને લીધે કોઈનું કહ્યું માનતા નથી. પણ સમુદ્રદેવ ગંગામાતાઓ અગની દેવો તથા વાયુદેવો સ્વરૂપે છે. અને જે આ પવન વાય છે. તે વાયુદેવની ગતી છે. તેમજ બધે અગની પ્રગટાય છે તે અગનીદેવની ગતી છે. તેમજ સમુદ્રનું ક્ષારજળ તે સમુદ્રની ગતી છે તેમજ ગંગાનું જળ તે ગંગાજીની ગતી છે ને સળગતા અગની વાહતા પવન ક્ષાર જળ મીષ્ટ જળ તે સર્વ ઉપર કહેલા દેવોની ગતીયો છે વળી હરેકની ગતીઓ છે તે અપાર છે ને ગતીયોનું અધીષ્ટાન છે તે વસ્તુ સ્વરૂપે છે. એમાં કાંઇ સંશય નથી એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૪૭ મી.

### ભગ્તોના દુઃખ વિષે.

સંવત ૧૯૬૯ માં ગામ પાણુસરના પુરાણી મુળશંકર દેવશંકરે માહારાજને નમસ્કાર કરી એવો પ્રષ્ણ કર્યો કે હે ગુરૂ માહારાજ હું એવું જોઉ છું કે જે જે હરીભક્ત હોય છે તે તે પુત્ર પુત્રાદીકથી અથવા ધનથી અથવા સગાંવાહાલાથી અથવા જ્ઞાતી જાતીથી ઘણાક દુઃખી હોય છે તેનું કારણ શું ?

વ્યાસજી—જુઓ ભાઈ જે ખરા ભક્ત ઇશ્વિરપદને કે મોક્ષપદને પામનારા હોય, તેનો સંસાર ઉપરથી અભાવ થાય તોજ તે પદને પામે. માટે તેવા ખરા ભક્તને સંસાર ઉપર અભાવ થવાને સારૂ એવાં એવાં દુઃખ આવે છે. ને તેવાં તેવાં દુઃખ આવ્યા વિના આ સંસારનો અભાવ થતો નથી. ને અભાવ થયા વિના આ સંસારની ભાવના ટુટતી નથી ને ભાવના ટુટયા વીના ઇશ્વિરપદની કે મોક્ષપદની પ્રાપ્તી થતી નથી. કેમકે વેદમાં એમ કહ્યું છે કે મરણેયામતી સાગતી માટે સંસારની ભાવના ન ટુટે તો સંસારના સગાં સબંધીમાં ભાવના રહેવાથી પાછો સંસારમાંજ અવતાર ધારણ કરે માટે ઇશ્વિરપદને કે મોક્ષપદને પામનારની ભાવના ટુટવા સારૂ ભક્તોને દ્રવ્યાદીકનું ને સગાં સબંધીનું દુઃખ ઉતપન થાય છે તે સારાનેજ થાય છે એમ સમજવું. જુઓ કે દ્રવ્યનું સુખ હોય તો તે સુખમાં સાંભરે સોની ને દુઃખમાં સાંભરે રામ એ જે કેહેવત છે તે ખરૂંજ છે. માટે ખરા ભગ્તને તો કોઈને ધન દુઃખ કોઈને તન દુઃખ હોય હોય ને હોય. કદી કોઈને ધન દુખને તન દુખ ન હોય તો સગાં સબંધીનું દુખ હોય. જેવા કે ધ્રુજી ખરા ભક્ત હતા તો તેમને પોતાની માતા વેરી થઇ લાગી હતી. સુધન્વાને ને પ્રહલાદજીને પીતા વેરી થઈ લાગ્યા હતા. હરીશ્ચંદ્રને વિશ્વામીત્ર વેરી થઈ લાગ્યા હતા. પાન્ડવને કાકાના દીકરા કૌરવ વેરી થઈ લાગ્યા હતા. મીરાંબાઈને પોતાનો પતી વેરી થઈ લાગ્યો હતો. નરસીંહ મેહેતાને પોતાનાં ભાઈ ભોજાઈને પોતાની આખી જ્ઞાતી વેરી થઈ લાગી હતી, જેસ તમારા ગુરૂને સગાં સબંધીને જ્ઞાતી વેરી થઈ લાગી છે. તેમજ અનાદીથી ભક્તને ને જગ્તને આદ્ય વેર છે. પણ જે ઇશ્વિરપદને કે મોક્ષપદને પામવાવાળા ખરા ભગ્ત છે. તે તો વેરીને જોઇ અત્યંત ખુશી થાય છે. કેમકે વેરીથી બીજુ ન થાય તો નીંદા પણ કરે; તો તેથી ભકતજનોના પાપ ધોવાઈ જાય છે. તે ઉપરથી કોઈ માહાત્માએ એક એવી સાખી કહી છે કે-

નીંદા કરે સો મત મરો, મરો અમારા પુત;
સામાને પાવન કરે, આપે સરજે ભુત.

માટે ભગ્ત જનોને ઉપર કહ્યા એવા ઘણા પ્રકારનાં દુખ હોય તો પણ

ખરા ભક્તજનો અભય રહે છે. ને પોતે દુખ સુખ માનતાજ નથી. બીજા- ઓને ભક્ત જનોનું દુખ ભાસે છે. પણ ભક્તોને દુખ કે સુખ જરા પણ ભાસતુ નથી. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૪૮ મી.

### નજીક પર અશ્રદ્ધા વિષે.

ગામ, વરસોડાના ઉદીચ્ય શહસ્ત્ર બ્રાહ્મણ જાની છોટાલાલ બેહેચરભાઈએ નમ્રતાથી માહારાજને એવો પ્રશ્ન કર્યો કે હે ગુરૂ એક કોઈ મોહોટા પુરૂશની એવી સાખી છે કે,

ભાગોળ ગંગા ઘરમાં જ્ઞાની. પાસે ઠાકોર શેવ;
તે ત્રણને કોઈ વીરલા વરતે, વાણ વદે સુખદેવ.

હે માહારાજ ભાગોળમાં ગંગાજી હોય; તેમ પોતાના ઘરમાં માહા જ્ઞાન- વાન જીવ હોય, તેમજ પોતાના ઘરની સાખો સાખ ઠાકોર મંદીર હોય. તેના પર નજીકના રહેનાર જીવોની શ્રધ્ધા રેહેતી નથી તેનું કારણ શું ?

વ્યાસજી—અજ્ઞાનરૂપી અંધાપાને લીધે ગામની ભાગોળમાં ગંગાજી હોય, તથાપી તે ગામના લોકો તે ગંગાનો મહીમા જાણતા નથી ને જાણતા હોય તો માનતા નથી, જો માનતા હોય તો આખુ ગામ નીત્યાન ત્યાંજ નાહાવા જાય; પણ પાસે વશેલી અમુલ્ય ચીજ હોય તો આખુ ગામ નીત્યાન ત્યાંજ નાહાવા જાય; પણ પાસે વશેલી અમુલ્ય ચીજ હોય, પણ અજ્ઞાન વડે તે ચીજ ઉપર અભાવ રહે છે. તેથી ગામનું બધુ લોક ત્યાં નાહાતુ નથી. જેમ અમ- દાવાદની સાબરમતી ગંગાને કીનારે દુધી રૂશીનું તીરથ છે. તેને કાશીના મહાન પંડીતો ચાહ્ય છે, પણ અમદાવાદના લોકોને તેનો સ્વાભાવિક અભાવ છે.

૨ ઘરમાં સાક્ષાત ઇશ્વર હોય, પણ માયાના આવર્ણે અજ્ઞાનરૂપી અંધાપે કરીને તે ઘરનાં તેને ઇશ્વર જાણતાં નથી. જેમકે શ્રીકૃષ્ણ પ્રભુ નંદજીના ઘરમાં હતા, પણ તે નંદજી અને યસોદા શ્રીકૃષ્ણને સાક્ષાત ઇશ્વર જાણતાં કે માનતાં નહોતાં જો તેમને જાણતા કે માનતાં હોય તો, યસોમતી શ્રીકૃષ્ણને ઉખળા (ખાંણીયા) સરસા બાંધેજ નહી. પણ સમીપ એટલે પાસે રહેલાને માયાના આવર્ણે ને અજ્ઞાનના અંધાપે કરીને નંદ યસોદા શ્રીકૃષ્ણને ઓળખી શકયાં નહી. તેમજ માયાના આવર્ણે ને અજ્ઞાનરૂપી અંધાપે કરીને ઘરમાં કે ગામમાં જ્ઞાની જન હોય, પણ તેને નજીકના રેહેનાર જીવો ઓળખી એટલે જાણી શકતા નથી.

૩ સાખમાં એટલે પોતાના ઘરની જોડાજોડ ઠાકોર મંદીર હોય, પણ પડોશીયો તે ઠાકોરજીનાં દરસણ કરતા નથી. જેમકે ડાકોરના રણછોડજી,

ગામના લોકો ચાહ્યનાથી જાય છે પણ ત્યાંના રહીશને પ્રતીજ્ઞા દેઇ પુછો જણાશે કે ત્યાંના તમામ લોકો નીત્યાન દરસણ કરવા જતા નથી. કેમકે ત્યનું લાગ્યું ને ભવનું ભાગ્યું એમ સમજી તેનો અભાવ રહે છે. એ રીતે માં કે ગામમાં જ્ઞાનવાન હોય પણ તેનો સત્સંગ કરતા નથી. જેમ આંની કીકીનું ઢાંકણું જે પોપચાં, તે પોપચાંને આંખ દેખતી નથી ને આઘેની તુને દેખે છે. તેથી આઘેનાને મોહોટા જાણે છે ને માને છે તેમ આઘેનાજ શોધે છે. જેમ મ્રગની નાભીમાં કસ્તુરી છે, પણ તેના ઉપર આભાવ ખી બીજે સ્થળે તરણે તરણા સુંઘતો ફરે છે એજ રીતે અજ્ઞાની જીવો યાના આવરણના અજ્ઞાને કરીને નજીકના જ્ઞાનવાનોને ઓછો કરી, અભાવ ખે છે. એજ અજ્ઞાનનું રૂપ છે, માટે નજીકના ઉપર સ્રદ્ધા રહેતી નથી. એજ મારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૪૯ મી.

## લીલ પરણાવવા વીષે.

સંવત ૧૯૬૯ માં નવસારી મધે માહારાજશ્રીને ઉત્તમરામ ભાણાભાઇ ભાણુભાઇ ભાણાભાઇએ તેડેલા તેથી પોતે પધારેલા ત્યાં મોક્ષમારગી, ા. ભાવસાર મોતીરામ વિઠલદાસ વીગેરે ઘણા ભાઇઓ, બાઇઓ માહાજશ્રીનું પુજન કરી બેઠેલા તે સમે સારસા ગામના શુકલજી મોતીરામે વો પ્રશ્ન કર્યો કે હે ગુરૂ માહારાજ આપે આપની રચેલી જ્ઞાન ગોષ્ટીમાં લ પરણાવવા વિષે બહુ બાધ બતાવ્યો છે, માટે પુછુછું કે શું લીલ નહીજ રણાવવી ?

વ્યાસજી—પરણાવવી. પણ જે બળદ કરેલો વાછડો ન હોય તેની સાથે છરડીને પરણાવીને તે વાછડા વાછડીને સદાય ભેગાં રાખવાં અને ગાય છડાને અન્યથી વિભીચાર થવા દેવો નહી તોજ લીલ પરણાવવી. તેમ કર્યા ના પરણાવીને છુટાં મુકી દેછે તે માહા દોશમાં પડે છે તેથી અમે કહ્યું તે માણે વાછડો વાછડી રાખી શકાય તો સુખરૂપે પરણાવવાં. એજ તમારા ણનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

## શંકા ૫૦ મી.

## છુટેલા છોડવે તે વિષે.

ભરૂચમાં મો. ચુનીલાલ નથુભાઇને ઘેર માહારાજ પધારેલા ત્યાં જેઠાભાઈ ગજીવન તથા છોટાલાલ નારાણદાસે માહારાજને પુષ્પના હાર પેહેરાવી માહાજના સનમુખ બેશી બ્રહ્માનંદ કરતા હતા. તે સમે શા. ત્રીભોવનદાસ લલુભાઈ

તથા મોક્ષમારગી શા. ત્રીભોવનદાસ ગોરધનદાસે એવો પ્રષ્ણ કર્યો કે હે ગુરૂ માહારાજ ઘણાક ત્યાગી લોકો એટલે ઘરબાર મુકી દીધેલા એવા ત્યાગીઓ એમ કેહે છે કે બેઉ પુરૂષ હાથે પગે બંધાએલા હોય તો તેમાંનો એકકે પુરૂશ એક બીજાને છોડી શકે નહી. તેમ સંસારી ગમે તેવો વિદ્વાન કે જ્ઞાનવાન હોય પણ પોતે સંસારમાં બંધાએલો છે તે બીજા બંધાએલાને છોડી શકેજ નહીં માટે ત્યાગી પુરૂશોજ સંસારથી છુટેલા છે તેજ સંસારમાં બંધાએલા બીજા જીવોને છોડવી શકે છે. આ વિશે આપ શું કહો છો ?

વ્યાસજી—જુઓ ભાઈ આ સઘળો સંસાર પંચ માહા ભુતથી બંધાએલોજ છે. કોઈ ગ્રહસ્થાશ્રમી હોકે ગ્રહસ્થાશ્રમથી ખશી ગયેલા હોય પણ સર્વ સંસારથી તો બંધાએલાજ છે. પણ ગ્રહસ્થાશ્રમથી બંધાએલા છતાં જ્ઞાનવાન પુરૂશો સદા છુટાજ છે. જેમકે જેલખાનામાં રહ્યો થકો જેલર છુટો છે. તેમ જ્ઞાનવાન સંસારના વ્યવહારમાં રહ્યો થકો સદા છુટોજ છે. વળી જનકવિદેહી સંસારના વ્યવહારમાં ને દેહના બંધનમાં રહયો થકો વિદેહ હતો. તેમજ જ્ઞાનવાન સંસારના વ્યવહારમાં ને દેહમાં રહ્યો થકો વિદેહ છે. એટલે તે છુટોજ છે. કદી કોઈ કેદી કેદમાંથી કંટાળીને છાનોમાનો નાશી ગયો તેથી તે છુટી ગયા કેહેવાય નહી. કેમકે એ તો નાશી છુટેલો કેહેવાય. તેથી તેને કોઇ વાર પકડાઈને પાછા કેદના બંધનમાં પડવા વખત આવવાની છેજ. પણ જે પુરૂશ જેલમાં જેલરની માફક રહે છે તે બંધન છેજ નહી. માટે હાલના નાશી છુટેલા એમ કહે કે અમે છુટા છીએ, પણ તે છુટા નથી એતો નાશી ગએલા છે ને જ્ઞાનવાન જેલમાં જેલરરૂપે રહેલા તેજ છુટા છે. અને તેજ જેલના કેદીઓને મુદત પુરી થયે છોડે છે. તેમ જ્ઞાનવાન પુરૂશો સંસારમાં બંધાએલા દેખાતા છતાં છુટા છે. તે બીજાને સંસારના બંધનથી છોડે છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

---

## શંકા ૫૨ મી.

### જય બોલવામાં શંકા.

ગામ ઉંઆરસદમાં મોક્ષમારગી, વ્યાસ, છોટાલાલે મહારાજને એવો પ્રષ્ણ કર્યો કે હે માહારાજ જગતમાં ભગતજનો જય બોલે છે. તે વિશે મારી એવી શંકા છે કે જેને તે રામચંદ્ર દેવકી જે, કૃષ્ણ બળદેવકી જે, હરાહરા માહાદેવ એમ દેવ દેવ શબ્દથી જે બોલે છે. ત્યારે શું રામચંદ્ર શ્રી કૃષ્ણ અને મહાદેવ, એતે પરમેશ્વર ખરા કે નહિ? કદી પરમેશ્વર કેહેશો તો એમને દેવ કહીને જય કેમ બોલાવે છે? તો એતો અગ્નીદેવ, વાયુ દેવ, એવા દેવ કોટીમાં ગણાયા; કદી એમને માહાદેવ કહ્યા હોય તો તો મોહોટા દેવ ગણાય

પણ એમને પરમેશ્વર કેમ મનાય. વળી રામચંદ્ર શ્રી કૃષ્ણ અને મહાદેવ તે પરમેશ્વર હોય તો તેમને દેવની ઉપમા કેમ આપી છે. એટલો ઉત્તર કરવા કૃપા કરો.

વ્યાસજી—જુઓ ભાઈ જગતના વગર વિચારવાળા અજ્ઞાની જીવો તમારી પેઠે વિચાર કરતા નથી. જે જે વાણી બોલાય છે તે સર્વે વાણી વિચાર કરવા જેવી છે. છતાં જે વિચાર નથી કરતા તે અજ્ઞાન છે. જુઓ ભાઈ જે પરમેશ્વર છે તે તો આનંદમય ને આનંદરૂપ છે. તેથી એમનાં નામોની પછાડી ઘણા ભાગે આનંદ આનંદ શબ્દ લાગેલો હોય છે. જેમ આ સંસારમાં બ્રાહ્મણના નામોની પછાડી રામ અથવા શંકર એવા શબ્દો લાગેલા હોય છે. વળી દાસ અને ચંદ એવા શબ્દો વાણીઆના નામની પછાડી લાગેલા હોય છે, તેમ પરમેશ્વરના નામને આનંદ આનંદ શબ્દ લાગેલા હોય છે. જુઓ કે પરમાત્મા જે પરમેશ્વર તેમની જય બોલાવવી હોય છે ત્યારે પરમાનંદકી જય. સચ્ચીદાનંદકી જય, અખન્ડાનંદકી જય. એમ આનંદ શબ્દ વળગાડીને જય બોલાય છે. તેથી એમ જણાય છે કે એ આનંદ શબ્દવાળાં નામો છે તેજ પરમેશ્વર ઉપર વૃત્તિ રાખીને બોલાય છે. ને ઇશ્વિરોની જય બોલાય છે તે ઈશ્વરો દેવોના પણ દેવો છે માટે તેમને દેવ શબ્દ લગાડીને જય બોલાય છે, અને તે ઇશ્વિરો પરમેશ્વર નથી. ઇશ્વિર છે. જે ઇશ્વર શબ્દને પરમ શબ્દ લાગે તેને પરમેશ્વર કહેવાય. તે પરમેશ્વરને ભજનારા તો કોકજ વિરલા હોય છે. કારણ કે તેનું જ્ઞાન મેળવવું ઘણુંજ કઠીણ છે. એતો સત્સંગ કર્યાં વિના મળતું નથી. તેથી માયા લોભી જીવો ઇશ્વરોનેજ ભજે છે. ને તેનીજ જય બોલે છે તેથી તે તેમનેજ પામે છે. એટલે તે ઇશ્વિરના ધામને પામે છે. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે. અખન્ડાનંદકી જે.

## શંકા પર મી.

### સ્રી નામથી ભગવત સ્મર્ણ વિષે.

ગામ વરસોડાના નીવાસી મોક્ષમારગી સોની લીલાભાઇ જેઠાભાઇએ મહારાજશ્રીને એવો પ્રશ્ન પુછેલો કે ઘણા ભગ્તો ઇશ્વર સ્મર્ણ કરે છે તેમાં પહેલું સ્રીનું ને પછી તેના પતિનું નામ લેછે, જેવું કે શ્રી હરી, સીતારામ, લક્ષ્મીનારાયણ, રાધાકૃષ્ણ, નમઃ પાર્વતીપતે એવું પહિલું સ્રીઓનું નામ લેઈને પછી તેમના પતીનું નામ લે છે. તેથી શું ફળ થતું હશે તે કૃપા કરીને કહો.

વ્યાસજી--જે જીવ માયામાંજ આશક્ત છે; અને માયામાં ને માયામાં દેહ ધારણ કરનારો છે, તેજ પ્રથમ સ્રી ને પછી તેના પતિનું નામ લે છે. જુઓ ભાઈ શ્રી એટલે માયા, લક્ષ્મી એટલે પણ માયા અને જે સ્રી છે તેજ

માયા છે ને માયા તેજ સ્ત્રી છે તેથી જે જીવ પ્રથમ સ્ત્રીનું નામ લે છે. તે જીવ વારંમવાર માયાની કાયામાં જન્મ લે છે. ને તેને વારંમવાર માયા પ્રાપ્ત થાય છે. અને જે માયારૂપી સ્ત્રી તેને પ્રથમ યાદ નહી લાવતાં તેના પતિનું નામ પ્રથમ લે છે તેને તેની પ્રાપ્તી થાય છે. કેમકે જે જેને સ્મરે તે તેને પામે એવું ગીતાજીના ૮મા અધ્યાયના ૬ ઠા શ્લોકમાં કહ્યું છે, તે જુઓ અને એમ સમજો કે જે જેને સ્મરશે તે તેને પામશે. માટે પ્રથમ માયાને સ્મરશે તે માયાને પામશે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખન્ડાનંદકી જય.

## શંકા ૫૩ મી.

## મનથી મોક્ષ ને મનથી બંધન વિષે.

ગામ વરસોડાના નીવાસી, મોક્ષમારગી જાની છોટાલાલ બેહેચરભાઈએ માહારાજશ્રીને નમન કરી એવો પ્રષ્ણ કર્યો કે હે માહારાજ કોઇ ગ્રંથને વિષે એમ કહ્યું છે કે મન એવ મનુષ્યાણામ કારણ બંધન મોક્ષયો એટલે મનવડે બંધન અને મનવડે મોક્ષ માનવાનો છે. અર્થાત મનથી બંધન છું એમ માને તે બંધનમાંજ રેહે છે ને મનથી મોક્ષ માને તે મોક્ષ રૂપજ થાય છે માટે બંધન અને મોક્ષ તે મનથી માનવાપણું છે. નહિ તો આત્મા તો નીત્ય મુક્ત અને મોક્ષરૂપજ છે. એમ ઘણાક વિદ્વાનોના કહેવાથી માહારા જાણવામાં છે. તે ખરૂં છે કે ખોટું છે ?

વ્યાસજી--અરે ભાઇ આપણ તો આપણા મનથી ચક્રવર્તિ રાજા છું એમ માનીએ પણ બીજા કોઈ માને નહિ. વળી રાખોડીના લાડુને ચુરમાનો લાડુ માનીએ પણ તેનો અનુભવ કરીએ એટલે ખાઇ જોઈએ તો ચુરમાનો સ્વાદ આવે નહી. પછી જેને સુમતથી બોલવું હોય તેમ બોલે તેમાં કોઈના કેહેતું નથી. વળી જે આત્માને નિત્ય મુકત કેહે છે તે કેવળ અજ્ઞાન છે. આત્મા નીત્ય મુક્ત નથી. પરમાત્મા તો નીત્ય મુક્ત છે. પણ આત્માને મુક્ત થવા, વૈરાગ્યની જરૂર છે. વળી આત્માને મોક્ષરૂપ કેહે છે અથવા માને છે. તે પણ અજ્ઞાન છે. આત્મા મોક્ષરૂપ નથી. પરમાત્મા મોક્ષરૂપ છે. તે મોક્ષરૂપ પરમાત્માને પ્રાપ્ત કરવા જ્ઞાન મેળવવાની જરૂર છે. છતાં કળીયુગના પ્રવેશેલા અને અજ્ઞાનનો ભંડાર એવા અજ્ઞાની જીવો આત્માને નીત્ય મુકત ને મોક્ષરૂપ માને છે. એવું માનનારાઓને ઈશ્વરનો ભય જરા પણ રહેતો નથી. ને જેમ ફાવે તેમ કરવાની છુટ મેળવવા આત્માને નીત્ય મુકત ને મોક્ષરૂપ માની બેઠા છે. હવે તમારા પ્રષ્ણનો ઉત્તર સાંભળો. જુઓ ભાઈ કોઈ ગ્રંથમાં મન વડે મોક્ષ ને મન વડે બંધન, એવું જે કહ્યું છે તે એવા હેતુથી કહ્યું છે કે, મનવડે કુમા-

રગે ચઢે તે બંધન થાય. અને મનવડે શુભ મારગે ચડે તેને મોક્ષ મળે. તેને બદલે કુકર્મના કરનારા વિદ્વાનોએ વ્યાકર્ણ વિભકતીયો ને ધાતુઓ વળગાડી વળગાડીને મ્હોટા પુરૂશના કેહેવાનો ભાવાર્થ એટલે હેતુ સમજ્યા વિના ઉંધા ઉંધા અર્થો કરી ઘણાક જીવોને ઉંધે મારગે દોરે છે તેવા વિદ્વાનોને ધીક્કાર છે. અખન્ડાનંદકી જે.

## શંકા ૫૪ મી.
## લક્ષ ચોરાશી નથી તે વિષે.

અમદાવાદમાં, માહારાજશ્રીના સગા ભત્રીજા શામલાલ પુરૂશોતમે, એવો પ્રષ્ણ કર્યો કે હે પીતાજી ઘણા લોકો એમ કેહે છે કે લક્ષચોરાશી અવતાર આવે છે, એટલે પશુના, પક્ષીના, કીટ પતંગ વિગેરેના અવતારો વારાફરતી સહુના આવે છે. એવું કેહેનારનું કહેવું અમને અસંભવીત અને જુઠું લાગે છે. કેમકે ઘઉં હોય છે તે ઘઉંજ થાય છે. ને બાજરી હોય છે તે બાજરીજ થાય છે. એવું પ્રત્યક્ષ પ્રમાણથી જોવામાં આવે છે માટે એમ લાગે છે કે મનુષ્ય તે મનુષ્ય, પશુ તે પશુ અને કીટ પતંગ તે કીટ પતંગજ થતાં હશે એમ અમને નિશ્ચે ભાસે છે. તેમાં આપનો નિશ્ચય શું છે, તે કહો!

વ્યાસજી--ભાઈ ધ્યાન દઇને સાંભળો અને સાંભળતાં સાંભળતાં બીજા વિચારો ન કરતાં એક જ લક્ષ રાખીને ઝીણી બુદ્ધિવડે વિચારતા જાઓ તો તમારાથી સમજાશે. કેમકે ઘણાક મતીઆ મનુષ્યો જીત મેળવવા સારૂ વિવાદ કરવા આવે છે ને પ્રષ્ણ પુછે છે, તે પછી પ્રષ્ણનો ઉત્તર થાય તેમાં લક્ષ રાખતા નથી ને બીજા તર્ક કુતર્કના વિચારો કરે છે. ને પ્રષ્ણનો ઉત્તર સાંભળવામાં ધ્યાન રાખતા નથી. તેથી તેના મનનું સમાધાન થતું નથી. કારણ કે ઉત્તર સાંભળતાં તે બીજા બીજા વિચારો કરે જાય છે. કેવા કે આ પછી આ પ્રષ્ણ કરવો ને એ પ્રષ્ણ પછી આ પ્રષ્ણ કરવો. એવા ને એવા વિચારમાં કરેલા પ્રષ્ણના ઉત્તરમાં તેનો લક્ષ રહેતો નથી. તેથી તેના મનનું સમાધાન થતું નથી. માટે તમે તેમ કરશો નહિં; ને જે પ્રષ્ણ છે તેનાજ ઉત્તરમાં લક્ષ દેઇને સાંભળજો. હવે જે તમારો પ્રશ્ન છે, તેનો ઉત્તર સાંભળો, જુઓ પ્રથમથીજ પશુ પક્ષી ઈશ્વર કૃત હોય તો તે જીવોએ પ્રથમથી શાં કુકર્મ કરેલાં કે તે જીવોને પશુ પક્ષી કર્યાં. અને કુકર્મ કર્યા વિના પશુપક્ષીના જન્મ આપ્યા એમ માનીએ તો ઈશ્વરને શમ વિશમ ભાવનો દોષ લાગે. કેમકે તે જીવોને વિના અપરાધે દેહ આપ્યા. તેથી તે બીચારાં પરતંત્ર પણે મનુષ્યોના માર ખાય ને મનુષ્ય જેટલી મજુરી કરાવે તેટલી મજુરી કરે. જેવાં કે બળદ ઘોડાં ગધેડાં વિગેરે મહા દુઃખ ભોગવે છે તેવાં તેમણે પ્રથમમાં શા પાપ કરેલાં ને મનુષ્યે પ્રથ-

ભમાં શા પુન્ય કરેલાં? આ વાત વિચાર કરવા યોગ્ય છે. જુઓ કે ઈશ્વિર એવો અન્યાઈ નથી કે કોઇ જીવને વિના અપરાધે દુઃખમાં નાંખે. જુઓ કોઈ રાજા હોય છે, તે પણ કોઈને વિના અપરાધે શિક્ષા કરતા નથી, તો શું ઈશ્વિર વિના અપરાધે કોઈ જીવને શિક્ષા કરે તે સંભવતું નથી. વળી પશુ જન્મમાં પશુથી પોતાના ધર્મ રહિત કાંઈ પણ અપરાધ થતો નથી. છતાં વિના અપરાધે તે જીવને વારંમવાર પશુ જન્મ આપે તે સંભવતું નથી. અને મનુષ્યાવતારમાંજ માયાના લોભે પોતાના ધર્મ રહીત કર્મ થાય છે. તેથી તેને દુઃખરૂપ બીજા દેહો ભોગવવા પડે છે, એ વાત સંભવે છે. વળી તમોએ એવું દ્રષ્ટાન્ત આપ્યું કે જે ઘઉં તે ઘઉંજ થાય છે. એટલે જે ઘઉં વાવીએ તે ઘઉં થાય છે. એ તમારૂ સમજવું ભુલ ભરેલું છે. જુઓ કે જે ઘઉં વાવીએ તેજ ઘઉં થતો નથી, તે ઘઉંના બીજા ઘઉં થાય છે. જેમ કોઈ મનુષથી બીજા દશ મનુષ થાય છે પણ તે પોતે થતો નથી. જેમ એક પિતાથી દશ પુત્રો થાય છે, પણ તે પીતાજ પોતે પુત્ર થતો નથી. તેમ જે દાણો વાવ્યો તે દાણો અથવા તે દાણામાંનો અંકુર તેતો ઉગતે સમે ફાટીને ફેદા થઇ જાય છે, તેથી તેજ દાણો તેના વ્રક્ષ ઉપર દાણો થતો નથી તેમ જે મનુશ તેજ પોતે મનુષ થાય છે તે સંભવતું નથી. કેમકે બાપ પોતે કાયમ હોય છે ને તેના બીજા દશ દીકરા થાય છે. પણ બાપ પોતેજ દીકરો બની જતો નથી એતો પોતાનાં જેવાં કર્મ તેવા દેહોને વિષે જન્મ ધરે છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે. અખંડાનંદકી જે.

---

## શંકા ૫૫ મી.

### બ્રાહ્મણનાં શુકન વિષે.

ખેડા જીલ્લે ગામ સારસાના મોક્ષમારગી શુકભજી મોતીરામે મોક્ષમારગી સાધુ પુરણદાસ કાશીરામના પુછાવાથી એવો પ્રષ્ણ કર્યો કે હે માહારાજ આ દેશમાં કોઈ માણસ શુભ કામે જતું હોય તો ગાયના શુકન, કુંઆરકાના શુકન, માળીના શુકના લે છે તેતો ઠીક છે. તેમ વિષ્ટાનો ટોપલો લેઇ નીચ જાત જતું હોય તો તેનાએ શુકન લે છે. પણ બ્રાહ્મણના શુકન લેતા નથી તેનું કારણ શું?

વ્યાસજી—જુઓ ભાઈ શુદ્ધ બ્રાહ્મણ છે તે સાક્ષાત ભગવાનનું સ્વરૂપ છે. તેના શુકન લેતાં ખમચાય તે કેવળ નીરભાગી છે પણ ઘણે ઠેકાણે કેહેવાતા બ્રાહ્મણના શુકન લેવા યોગ્ય હોતા નથી કેમકે કેટલાક બ્રાહ્મણીના પુત્ર હોય છે ને કેટલાક આ નીચેના શ્લોકમાં કહેલાં કર્મના કરનાર હોય છે તેના શુકનનું પરીણામ માઠું આવે છે તે શ્લોક જુઓ.

શ્લોક.

**अग्नी जिवी मशी जीवी देवलो ग्राम याचक ।**
**धावका पावका श्चैव षठैते शुद्र वद्धीजाः ॥**

આ શ્લોકમાં કહ્યા તેવાના શુકન ઘણાક લેતા નથી. તેમ તેવાના શુકન લેવા યોગ્ય નથી કેમકે તેમનામાં નીંદા હત્યા ને મલયંતા હોય છે માટે તેવાના શુકન લેવાની ના છે. તેથી તેવાના શુકન લેવાતા નથી. પણ શુદ્ધ બ્રાહ્મણના શુકન લેતા નથી તે અજ્ઞાન છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે, હવે અમો કહીએ તે સાંભળો. અરે બંધુઓ આવાં આવાં પ્રષ્ણોમાં આપણું કાંઈ પણ હિત સમાયું નથી માટે આ પુસ્તકોમાંજ જે જે પ્રષ્ણો છે તેમાં કેટલાંક કલ્યાણકારી છે ને કેટલાક પારકા ઈતીહાસો જાણવા જેવાં છે તે ઈતીહાસોનાં પ્રષ્ણો પુછવાં તે અજ્ઞાન છે. કેમકે તેવા ઈતીહાસીક પ્રષ્ણો આપણુને કાંઈજ ગુણ કરતા નથી. તેમ તેવી ઇતીહાસીક પારકી વાતો સાંભળવા પ્રેમ રાખવો તે પણ ઠીક નથી. પ્રષ્ણ તો એવાં કરવાં કે જેથી આપણુને આપણા આત્માનું ભાન આવે, તે પછી એવાં પ્રષ્ણો કરવાં કે પરમાત્માનું ભાન આવે.

જીજ્ઞાસુ—એ કેવી રીતનાં પ્રષ્ણો કરવાં તે કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઈ મોહોટા મહાત્મા થઈ બેઠા હોય, કે મોહોટા ધર્માચાર્ય થઈ બેઠા હોય, કે સંત સાધુ થઈ બેઠા હોય, કે મોહોટા ભગત થઈ બેઠા હોય ને સારાસારા સજ્જનો પાસે દ્રવ્યસેવા, અંગસેવા કરાવતા હોય, તેવા ધર્મના નામના ઢોંગીયોની પાસે જઈ નમન કરીને પ્રથમ એવો પ્રષ્ણ કરવો કે હે કૃપાનીધી જે હું કાનવડે શબ્દો સાંભળી વિચારીને મોઢથી જવાબ આપુ છું તે હું કોણ છું ને હું શી વસ્તુ હઈશ ને આ શરીરમાં હું કેઈ જગેમાં છું કેવડો છું ને કેવો છુ. આવાં પ્રષ્ણો ઉત્તર લેવાથી ગુરૂના જ્ઞાનનું ને પોતાને પોતાના સ્વરૂપનું ભાન થાય છે એટલે આત્મજ્ઞાન થાય છે બીજુ એવું પ્રષ્ણ કરવું આ સર્વ જગત પરમાત્મા પરમાત્મા કેહે છે. તે પરમાત્મા પુર્વમાં પશ્ચીમમાં, ઉત્તરમાં, દક્ષીણમાં કે નૈરૂત્ય વાવ્ય ઈશાન કે અગ્ની ખુણમાં હશે ? ને તે કેવડા ને કેવા હશે, તે પુર્ણ હશે. કે અપૂર્ણ હશે અને તે કેટલા હશે ? એવાં એવાં પ્રષ્ણો કરવાં તેવા પ્રષ્ણો કરવાથી ગુરૂમાં પરમેશ્વર સબંધી કેટલું જ્ઞાન છે, તે સમજાય છે. ને આપણુને પરમાત્માના સ્વરૂપનું ભાન થાય છે. ત્રીજુ પ્રષ્ણ એવું કરવું કે હું આત્મા અને જે પરમાત્મા તે સ્વજાતી હઈશું કે વિજાતી હઈશું ? વળી તે પરમત્માના પદને શું કરવાથી પમાય એવાં એવાં પ્રષ્ણો કરીને આત્મજ્ઞાન ને પરમાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનાં પ્રષ્ણો પુછવાં તે પુછવાથી તેમાં આપણું હિત સમાયું છે.

જીજ્ઞાસુ—મહારાજ હાલના ધર્માચાર્ય ઉપદેશકો એવા પ્રષ્ણના ઉત્તર;

શંકા રહીત આપી શકતા નથી, ને તે ઉપદેશકો તો એવો ઉપદેશ કરે છે કે જુઠું બોલવું નહિ, ચોરી કરવી નહી કાંઈ પણ કુકર્મ કરવું નહી, શુભ કર્મ કરવાં, નાહાવું ધોવું દેવદરશણ કરવાં તીર્થયાત્રાએ જવું પુન્યદાન કરવાં ઇશ્વરનું નામ સ્મર્ણ કરવું. વળી સ્ત્રી પુરૂષનો શું ધર્મ છે પીતા પુત્રનો શું ધર્મ છે. રઇયત રાજાનો શું ધર્મ છે, વિધવાના શું ધર્મ છે એવો તેવો ઉપદેશ કરે છે, પણ આત્મા કેવો છે પરમાત્મા કેવો છે. આત્મા કયાં છે પરમાત્મા કયાં છે એવો તો ઉપદેશ કરતાંજ નથી. જો આપે કહ્યાંતેવાં પ્રષ્ણો. પુછીએ તો તેનો નીરસંશઈ ઉત્તર આપતાં નથી, છતાં વિશેશ કેડો લેઇને પુછીએ છીએ તો ક્રોધે ભરાઈને એમ કેહેછે કે તું મુર્ખ છે. કશું સમજતો નથી ને માથું જીકજીક કરે છે, એમ કહી તરછોડી કાહાડે છે.

વ્યાસજી--જુઓ ભાઇ જુઠુ બોલવું નહી ચોરી કરવી નહી. એવીએવી શીખામણ દે છે તેતો માતા પીતા સગાં સહોદર મહેતાજી પડોશી વીગેરે ઘણાએ માણસો શીખામણ દે છે, તેમાં ઉપદેશ આપ્યો ગણાય નહી, વળી પીતા પુત્રનો રાજા રઇયતનો વિધવા સ્ત્રીનો શું ધર્મ છે એતો હાલ પ્રત્યક્ષ ચાલતો વહિવટ દેખાય છે. તેમ વડીલો તે સંબંધી વાતો કરે છે. તેથી તેમાં પણ ઉપદેશ આપ્યો ગણાય નહી; કેમકે દેશ અને ઉપદેશ તે બેઉ જુદા છે. અક્ષર બ્રહ્મ સુધી માયાનું બંધારણ છે ત્યાં સુધી આપણો દેશ કેહેવાય અને માયાથી રહિત જ્યાં માયાતીતનું અધીષ્ટાન છે તેને ઉપદેશ કહેવાય. જે આપણું રહેવાનું વતન તેને દેશ કહેવાય છે, ને આપણાથી દુર ગામો હોય તેને પરદેશ કહેવાય છે; તેમ આ માયાનું જ્યાં સુધી અધીષ્ઠાન છે ત્યાં સુધી દેશ કહેવાય અને માયાથી પર તેને ઉપદેશ કહેવાય. તેથી માયાપરનો જે ઉપદેશ છે તેતો કહી બતાવતા નથી, તો તેને ઉપદેશ કહેવાય નહીં. જો તેણે તે દેશ જોઇને કે જાણીને અનુભવ્યો હોય તોજ તે દેશની વાત નિશાનીઓ સાથે કહી બતાવે. જેમકે સેજસાજ કાને સાંભળીને પારીસ શહેરની વાત કરે કે પારીસ શહેર મહા મોહોટું છે ઘણું ધનવાન છે ઘણુ શોભાયમાન છે એમ કહે તેને એમ પુછવું જોઇએ કે પારીસમાં તળાવ છે ? નદી છે ? સમુદ્ર છે ? કે સમુદ્રની ખાડી છે ? ત્યાં રણ છે ? ડુંગર છે ? પાહાડ છે કે પરવત છે. એવી નીશાનીયો પુછીએ, તેની તે નીશાનીયો કહી આપે તોજ જાણવું કે આ અનુભવી જ્ઞાની છે. બાકી તો શ્રવણજ્ઞાની કે ગ્રન્થજ્ઞાની છે. એ રીતે પરમેશ્વર સચ્ચીદાનંદ પર્મપદ મોક્ષસ્થાનની નીશાનીયો બતાવી શકે તેનેજ ઉપદેશક જાણવો. કેમકે આદેશ કરતાં ઉપદેશ ન્યારો ( જુદો છે) તેની નીશાનીયો આપે તોજ જાણવું કે તે દેશને અનુભવેલો છે. બાકી ઉપર છલી વાતોના કરનારા ઘણાજ ડોળ કરનારા હોય છે. તેમ હાલ કળીયુગના

પ્રવાહે કરીને અજ્ઞાનીઓને એવું સુજ્યું કે ભવાયાને દીવસે દેખે તો તેના સામુએ જુએ નહીં અને તેનો તેજ ભવાયો રાત્રીએ વેશ ધારણ કરી આવે તે વખત તેના સામુ ને સામુ જોઇ રહે છે ને ઘણો મોહ પામે છે. ને શાબાશી આપે છે. એ રીતે હાલના અજ્ઞાની જીવો વેશને માને છે ને વેશની સામુ જુએ છે ને વેશનેજ મોહ પામે છે. અર્થાત અજ્ઞાની જીવો પોતાના દેશીને અને પોતાના જેવા વેશીને જાણતા નથી જોતા નથી ને તેનાપર મોહ પામતા નથી. તેમજ પરદેશીઓને ને વેશધારીને જુએ છે, માને છે ને તેનાપર મોહ પામે છે. એટલું બધું આજકાલ જગતમાં અજ્ઞાન છવાઈ ગયું છે. માટે સરવે બંધુએ ખરી ખોળ કરીને જ્ઞાનનું અને જ્ઞાનીનું શોધન કરી લેવું. શાન્તી—શાન્તી—શાન્તી. એ રીતે માહારાજનો બોધ થયા પછી સર્વે પુષ્પવ્રષ્ટિ કરીને અખન્ડાનંદકી જય બોલ્યા.

આટલું થઇ રહ્યા પછી સાધુ, પુરણદાસ કાશીરામે ભરી સભામાં ઉભા થઈ ભાષણ કર્યું કે આ જગતમાં હાલ ધર્માચાર્યો, મહાત્માઓ સંતો સાધુઓ ને વિદ્વાનો છે, પણ ન્યાય નિતી વિવેકને વ્યવહારમાં અનુસરતુ શંકાઓનું સમાધાન કોઇ પણ કરી આપતા નથી, તે હું ખરી ખાતરીથી છાતી ઠોકીને કહુ છું. સરવે મોહોટાઇના ડોળ બતાવે છે, ને વિદ્વત્તાના શબ્દોની મારામારી કરી બતાવે છે, પણ કોઈ મનુષ તેમની આગળ જઈ પોતાને ઉત્પન્ન થએલી શંકાનું સમાધાન કરવા પ્રષ્ણ પુછે, તો તેને હશી કાઢે છે, ને તેની સાથે તેના અનુઆઇઓ હસવા લાગે છે. હાલ એવો તોફાનીચો ચરખો ચાલી રહ્યો છે, તેમાં ઘણાક બીચારા અજ્ઞાન લોકો ફસાઈ પડે છે. માટે સર્વ બંધુઓએ શંકાનું સમાધાન કરી શાન્ત પમાડે તેને સંત માનવા યોગ્ય છે. આત્માનું જ્ઞાન આપે તેને મહાત્મા માનવા યોગ્ય છે, ને પરમ બ્રહ્મનું જ્ઞાન આપે તેને પરબ્રહ્મદ્રષ્ટિ માનવા યોગ્ય છે, એટલું ભાષણ કરી બેસીજવા આગના લીધી, અખન્ડા નંદકી જે.



ૐ

# શ્રી ન્યાયવલ્લભ.

કર્તા પરબ્રહ્મનીષ્ટ

## શ્રીવ્યાસજી વલ્લભરામ સુર્યરામ

ઠે. અમદાવાદ રાયપુર પખાલીની પોળના

મહારાજશ્રીના સિદ્ધાન્તો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

મોક્ષમારગી

ભા. લાલભાઇ નરોત્તમદાસ ઠે. ભરૂચ કતોપર.
પ. દાજીભાઇ જોરભાઇ ગામ દેત્રાલ. જીલ્લો ભરૂચ.
પ. હીરાભાઇ મીઠાભાઈ મુ. દેત્રાલ. જીલ્લો ભરૂચ.
મીસ્ત્રી કલાણભાઇ ભાણાભાઇ નવસારી બજાર.



અમદાવાદ—" ધી ડાયમંડ જ્યુબિલિ " પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃતી ત્રીજી — પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૯. — સને ૧૯૨૩.



દોહરો.

વાંચો તે જન વાંચતાં, લેજો શબ્દ વિચાર;
નિતી ન્યાય વીવેકમાં, વ્હેવાર સંભવિત સાર.



## શ્રી વ્યાસજીનાં પુરાણોક્ત, ઇતિહાસીક ને બોધીક.

| | | |
|---|---|---|
| ૧ | ભારથ અઢારે પર્વ. | ૬—૦—૦ |
| ૨ | વલ્લભકૃત કાવ્ય. | ૦—૧૦—૦ |
| ૩ | વલ્લભકૃત બીજું. | ૦—૧૦—૦ |
| ૪ | વલ્લભ નીતી. | ૦—૬—૦ |
| ૫ | વિશ્વકરમા પુરાણ. | ૧—૦—૦ |
| ૬ | ભાવસાર પુરાણ. | ૦—૨—૦ |

# અનુક્રમણીકા.

# ૐ

# શ્રી ન્યાયવલ્લભ.

## ન્યાય-નિતી-વિવેક સહીત ભાવાર્થી પ્રષ્ણોત્તર.

સંવત ૧૯૪૪ ના ભાધરવા માસની શુકલપક્ષ એકાદશીને દીવસે વ્યાસજી વલ્લભરામ અમદાવાદમાં બાપાલાલ મગનલાલને ઘેર ભાવાર્થ પ્રકાશ પોતાનો રચેલો ગ્રન્થ તેની કથા વાંચતા હતા તે સમે મોક્ષ પદ પામવાની અપેક્ષા-વાળા મુમુક્ષુઓ ઘણાં મનુષ સાંભળવા બેઠાં હતાં તેમાંથી એક જણે સંવાદના હેતુથી કથા પુર્ણ થયા પછી નમસ્કાર કરી વ્યાસજીની પ્રત્યે કહ્યું કે અહો માહારાજ મ્હારે પ્રષ્ણ પુછવાનાં છે તે આપ આજ્ઞા કરો તો પુછું ?

વ્યાસજી—ભલે ભાઇ પુછો, પણ વેદશાસ્ત્ર કે પુરાણને અનુસરતાં પુછજો. તેમાં પણ જે જે વચનોનો સંદેહ પડતો હોય ને સંદેહ ધરવા લાયક હોય તેવાં વચનોનું પ્રષ્ણ પુછજો. તેમાં ઘણું કરીને જ્ઞાનમાં એટલે જ્ઞાન સ્વરૂપ જે પરમાત્મા તેના સ્વરૂપ સંબંધી પુછો તો ઘણું રૂડું ને તેવાં પ્રષ્ણનો ઉત્તર પ્રેરકની પ્રેરણાથી યથાર્થ દેવાશે બાકી બીજાં પ્રષ્ણોનો ઉત્તર ન્યાયમાં આવે તેવો દેવાશે ત્યાં લગી દેઈશું, કેમકે અમારો હેતુ ઘણો જ્ઞાન સંબંધી છે માટે.

વળી જે પ્રષ્ણ મોક્ષનો હેતુ નથી. તેવાં પુછો તે વ્યર્થ છે. ને અમો પરમાત્માનાં જ્ઞાન સંબંધીનાં પ્રષ્ણો વિના બીજાં પ્રષ્ણોનો ઉત્તર દેઈશુંજ એમ કહી શકતા નથી. કેમકે અમારો તો જ્ઞાન સંબંધી લક્ષાર્થ છે માટે જ્ઞાનની રકમ જે માગશો તે મળશે. જેમ કે, કંદોઇની દુકાને મીઠાઈજ મળે પણ શાકભાજી મળે નહી તેમ, કાછીઆની દુકાને શાકભાજીજ મળે પણ મીઠાઇ મળે નહી. એજ રીતે પુરાણીઓની પાસેથી પુરાણ સંબંધી ને શાસ્ત્રીઓની પાસેથી શાસ્ત્ર સંબંધી ને વેદાન્તીની પાસેથી વેદ સંબંધી ને જ્ઞાનીની પાસેથી જ્ઞાન સંબંધી ઉત્તર મળે. એજ રીતે અમો પાસેથી જ્ઞાન સ્વરૂપ પરમાત્માના જ્ઞાન સંબંધી પુછશો તો ખુશીની સાથે જવાબ દેઈશું. તેમ છતાં તમારે પુછવાં હોય તેવાં પુછો તેનો ઉત્તર જ્યાં લગી દેવાશે ત્યાં લગી દેઈશું.

હવે જીજ્ઞાસુ એટલે જાણવાની ઇચ્છા વાળા કેહે છે.

## અશ્વમેધ યજ્ઞ વિષે પ્રશ્ન ૧.

કુન્ડળીયો.

કે'છે અહંશા ધર્મમાં, કરવિ નહી હંશાય;
માંઉશ સ્પર્શ કરવો નહી, કરવે પાતક થાય;
કરવે પાતક થાય, કર્મ કાન્ડી શું કહેછે;
અશ્વમેધનો યજ્ઞ, કર્યે ફળ ધાર્યું મળેછે;
કરી અશ્વનો હોમ, માઉંશચર ભક્ષણ કરવું;
બે મતમાં શું સત્ય, વેણ કયું મસ્તક ધરવું.

---

જીજ્ઞાસુ—હે મહારાજ આ કુન્ડળીઆનો એવો મતલબ છે કે, ધર્મશાસ્ત્ર તથા ધર્મ શાસ્ત્રના આધારે જે જે ગ્રન્થો થયા છે તેમાં એમ કહ્યું છે કે કે જીવની હંશા કરવિ નહી. વળી માંઉશનો સ્પર્શ પણ કરવો નહી.

આ મતથી વિરૂદ્ધ કર્મકાન્ડ, એટલે વેદાધારે અશ્વમેધાદીક યજ્ઞોના ક થાય છે તેમાં એમ કહ્યું છે કે અશ્વમેધ યજ્ઞ કરવાથી મનવાન્ચ્છીત ફળ પ્રાપ્તી થાય છે. તે અશ્વમેધ યજ્ઞમાં અશ્વનો હોમ કરવો ને પછી તેના માં શનું ચર ભક્ષણ કરવું. આ રીતે યજ્ઞાર્થે હંશા કરવામાં તથા માંઉશ ભક્ષ કરવામાં દોશ નથી એમ કહેલું છે; ત્યારે આ બેમાં શું સત્ય માનવું. અશ્વમેધ યજ્ઞ કરીએ છીએ તો અશ્વ હોમવો પડે છે તે જીવહંસા થાય તેમ ધર્મશાસ્ત્ર પ્રમાણે દોશ બેસે છે, ને માંશ ભક્ષણ કરીએ છીએ તો ધ શાસ્ત્ર પ્રમાણે ભ્રષ્ટપણું થાય છે તે પણ દોશ લાગે છે. ને માંઉશના ચરભ કરતા નથી તો યજ્ઞ પુરણ થતો નથી.

હવે પ્રાણી માત્રને જે જે પ્રીય હોય છે તે તે ફળ લેવાની પ્રાણી મ વાંચ્છના રાખે છે. તેવું મનવાનચ્છીત ફળ લેવાને અર્થે અશ્વમેધાદીક કર્મ કરીએ છીએ તો ધર્મ શાસ્ત્રની આમન્યા લોપાય છે. ને ધર્મશાસ્ આમન્યા નથી લોપતા તો મનવાનચ્છીત ફળ પામવા યજ્ઞાદીક કર્મ થતું ને તે કર્યા વિના મનવાનચ્છીત ફળની પ્રાપ્તી થતી નથી.

જુઓ તમો અશ્વમેધાદીક કર્મ કરવાનું હા કેહેશો તો ધર્મશાસ્ આમન્યા લોપાશે ને ધર્મશાસ્ત્રની આમન્યા રાખશો તો યજ્ઞાદીક કર્મની મન્યા લોપાશે.

જુઓ યજ્ઞાદીક કર્મ કરવાનું ખંડન કરશો તો તે સંભવશે નહી. અહંસીક ધર્મનું ખંડન કરશો તો તે પણ સંભવશે નહી. કેમકે યજ્ઞાદીક તથા અહંસીક ધર્મ સંબંધી જેણે વિસ્તાર કર્યો છે તે કાંઈ જેવા તેવા પુ નથી. માટે બંને પક્ષનો યથાર્થ ઉત્તર આપો.

વળી ઘણાએક એમ કહે છે કે યજ્ઞોમાં પશુના હોમ કરતા હતાજ. પછી પાછા તે પશુઓને સજીવન કરીને કાહાઢી મુકતા. તે વાત ખરી કે ખોટી હશે. તે પણ કૃપા કરીને કહો.

## ઉત્તર ૧.

વ્યાસજી—જુઓ ભાઈ અહંસીક ધર્મ પાળતા ને યજ્ઞાદીક કર્મ પણ કરતા તે બંને વાર્તા ખરી છે. જુઓ કે યજ્ઞો કર્તા તેમાં પશુનો હોમ પણ થતો ને જીવહંશા થતી નોહોતી. તે એવી રીતે યજ્ઞો કરતા હતા કે, જે પશુને હોમવો હોય તે પશુને યજ્ઞની પાસે લાવતા ને તે પશુનું બ્રાહ્મણો વિધી પ્રમાણે પુજન કરાવીને પછી તે પશુના ચર્ણની ખરીનો નખ થોડો છેદન કરી લેતા ને તેના મુસ્તકની રૂવાંટી તથા નાણીની રૂવાંટી ને પુછનો પાછળનો ભાગ તથા કર્ણની ટીશી એટલું થોડું થોડું છેદન કરીને તેનો યજ્ઞમાં હોમ કરતા તે હોમની જે ધુમ્ર નીકળતિ તેની વાસના લેતા એટલે તે માંઉશ ભક્ષણ કર્યા બરોબર થતું, જેમકે પીતરૂની ક્રીયા કરીએ છીએ તેમાં પીંડ સુંઘવાથી જમ્યા બરોબર થાય છે તેમ તે ભક્ષ કર્યા બરોબર થતું ને તે વાસના લીધી તેથી તે ભક્ષણ કર્યું ગણાય નહી.

એ પ્રકારે માંઉસ ભક્ષણ કરતા. તેથી ધર્મશાસ્ત્રનો કાંઇ બાધ લાગતો નહી. ને અશ્વાદીક પશુના અવયવોનો જે થોડો થોડો ભાગ છેદન કરતા તેથી તે પશુ મરણ પાંમતો નહી તેણે કરીને અહંશા ધર્મ પણ સચવાતો હતો અને તે પશુને પછીથી સજીવન છુટો મુકી દેતા હતા.

પછી તે પશુને કોઈ પ્રાણી બંધન કરતું નહી જેમ આંકેલા નંદીને ( આખલાને) મુકે છે તેમ મુકી દેતા તેથી હોમેલા પશુને સજીવન કરી એટલે સાજા કરી મુકતા એમ કહે છે. પણ મુળ જે પુરૂષોએ અશ્વમેધાદિક યજ્ઞો કરવાનું કહેલું તે આ પ્રમાણે કહેલું. ને એજ રીતે કરવાથી જીવ હંશા થતી નહોતી. તેમ માંઉસ ભક્ષણ કરવું પડતું ન્હોતું ને અશ્વમેધ થતો તેમ માંઉસ ભક્ષણ પણ થતું એ રીતે બેઉ પક્ષ સચવાતા. આ વાર્તા યથાર્થ બંને શાસ્ત્રોને અનુસરતી છે.

જો કોઈ એમ કેહેશો કે પશુનેજ હોમી દેતા અને તેના માંઉસનું ભક્ષણ કરતા (ખાતા) અને તે પશુને પાછા બ્રાહ્મણો સજીવન કરતા. તો આ વાત સંભવતી નથી. કેમકે અશ્વમેધ યજ્ઞો કરનાર જો અશ્વને હોમતા હોત તો તેને જીવહંશાનો દોષ લાગેજ અને તે દોશ લાગવાથી બાર વરસ સુધી નર્કવાસ ભોગવે છે એમ મણી રત્નમાળા ગ્રન્થમાં અગીઆરમા પ્રશ્નના ત્રીજા શ્લોકમાં કહ્યું છે તે જો કે.

श्लोक.

अश्वमेधस्यकर्तार स्तेहिद्वादशमाब्दीकं
आपदुखमवाप्नोति नानाकारव्यथामयं:

અર્થ, અશ્વમેધનો યજ્ઞ કરનાર બાર વર્ષ સુધી નાના પ્રકારનાં નર્કને ભોગવે છે.

હવે જો ભાઈ અશ્વમેધના કરવાવાળાને તો નર્ક ભોગવવાનું કહ્યું ત્યારે તેનું મનવાનચ્છીત ફળ તો ક્યાંએ ઉડી ગયું ને નર્ક ભોગવવું પડે. માટે અશ્વ હોમતા એ વાત સંભવતી નથી.

અને અમોએ જે રીતે અશ્વમેધાદીક યજ્ઞો કરવાનું કહ્યું તેમજ આગળના જ્ઞાની પુરૂશો યજ્ઞ કરતા તેથી તેમને જીવહંશાનો દોશ લાગતો નોહોતો ને તે નહિ લાગવાથી નર્ક ભોગવવું પડતું નોહોતું ને મનવાનચ્છીત ફળ પામતા હતા.

વળી માંઉસ ભક્ષણ કરતા નહોતા ને અમો જે પ્રમાણે ઉપર કહી ગયા તે પ્રકારે વાસના હોતા. તેણે કરીને તે પ્રાણી ભ્રષ્ટપણું પામતા નહી ને પોતાના અહંશીક ધર્મથી પણ ભ્રષ્ટ થતા નહી.

વળી હાલના અજ્ઞાની પ્રાણીયો એમ સમજે છે કે યજ્ઞમાં પશુને હોમી દેતા તે પશુઓને પછી પાછા બ્રાહ્મણો સજીવન કરતા. આ વારતા તરછટ ખોટી છે. જો બ્રાહ્મણો સજીવન કરી શકતા હોત તો તે બ્રાહ્મણોના પુત્ર પુત્રાદીક મરણ પામતા તેને તે કેમ સજીવન કરી શકતા નહોતા. આ વાતથી સજીવન કરતા તે વાત સંભવતી નથી. પણ તે પશુઓનાં રૂંવાટાં નખ વિગેરે કાપી લેઈ પશુને સજીવન મુકી દેતા આ વાર્તા ખરી ને યથાર્થ છે. પણ હાલના અજ્ઞાની પ્રાણીયો મુળ કેહેનારા પુરૂષોનો કહેવાનો ભાવાર્થ નહી સમજતાં ને ન્યાયમાં વાર્તા નહી લાવતાં ફકત વચનોને ગ્રહણ કરી રહે છે તેવા પ્રાણી કોઈવાર હંશા પણ કરે જ. તેમ માંઉશાદિકનું ભક્ષણ પણ કરે જ. તેવા પ્રાણીને મહા ઘાતકી સમજવા ને તેવાના મળતીઆ પણ ઘાતકી છે. તે વિશે ભીશ્મપીતાએ રાજા યુધિષ્ટર પ્રત્યે કહ્યું છે.

श्लोक.

हंतातदनुमंताच शासीताक्रयविक्रयी ॥
संस्करताचोपहरैर्ताच स्वादश्चाष्टघातका: ॥

અર્થ. એકતો પશુને મારનારો, બીજો મારનારના વખાણ કરનારો, ત્રીજો શીખવાડનારો, ચોથો તે પશુને વેચાથી આપનારો, પાંચમો વેચાતી લેનારો, છઠો તે માંઉશને અગ્નિ ઉપર મુકનારો ( હોમનારો ) સાતમો માંઉશ લાવી આપનારો, ને આઠમો માંઉશનું ભક્ષણ કરનારો એ આઠે ઘાતકી છે.

હવે જો ભાઈ આગળના જ્ઞાનવાન બ્રાહ્મણો પશુ હોમાવતા નોહોતા ને હોમતા પણ નહી તે માંઉશાદીકનું ભક્ષ પણ કરતા નહિ. જો કરતા હોય ને હોમતા કે હોમાવતા હોય તો તે ઘાતકી ગણાય. માટે અમોએ અશ્વમેઘાદીક પશુઓને હોમવાનું કહ્યું તે પ્રમાણે હોમીને યજ્ઞ કરતા હતા.

વળી બીજી રીતે પણ કરતા હતા, કે આઠ વર્ષ ઉપરાંતની જુની ડાંગેર હોય તેના ચોખાને પણ પશુ એવું નામ કેહેવાય તે ચોખાનો લોટ કરી તેને પશુ આકાર બનાવીને યજ્ઞોમાં હોમતા હતા. તે વડે કરીને પણ યજ્ઞ પરીપુર્ણ થતો હતો ને અહંશીક ધર્મ પણ સચવાતો હતો.

જો ભાઈ આ રીતે સમજીને વર્તનાર પ્રાણી બંને શાસ્ત્રને અનુસરતા રેહે છે ને એકે શાસ્ત્રની આમન્યા લોપાતી નથી. એજ તારા પ્રષ્ણનો ઉત્તર છે.

## મ્રગયા રમવા વિષે પ્રષ્ણ. ૨

બહુ ગ્રન્થોથી સાંભળ્યું, તેથી પડીયો વ્હેમ;
આગળ અહંસીક ધર્મના, મ્રગીયા રમતા કેમ.

---

અર્થ હે મહારાજ ઘણા ગ્રન્થોમાં એમ સાંભળ્યું છે કે આગળના અહંસીક ધર્મના પાળનારા જેવા કે પાન્ડવો, હરીશ્ચંદ્ર, નળરાજા આદે અહંસીક ધર્મ પાળતા ત્યારે તેઓ મ્રગયા રમવા કેમ જતા. ને તે મ્રગયા રમતા ત્યારે તે અહંસીક ધર્મ ક્યાં રહ્યો. તે ક્રપા કરીને કહો.

## ઉત્તર. ૨.

વ્યાસજી—જો ભાઈ મ્રગયા રમતા એટલે શું અને તે તું શું સમજ્યો છે. તે કહે.

જીજ્ઞાસુ—હે મહારાજ મ્રગયા રમતા એટલે મ્રગને મારતા.

વ્યાજી—જો ભાઈ આ તાહારૂં બોલવું સવળું છે ને સમજવું અવળું છે. જો કે મ્રગયા રમતા, પણ મ્રગયા મારતા એમ તું કેહેતો નથી તેમ કોઈ ગ્રન્થોવાળા પણ એમ કેહેતા નથી કે ફલાણો રાજા મ્રગયા મારવા જતો, ફક્ત એમજ સઘળાં પુસ્તકોમાં કહ્યું છે કે ફલાણો રાજા મ્રગીયા રમવા ગયો. પણ મારવા ગયો એવું કોઈ ગ્રન્થમાં કહ્યું નથી. તેમ છતાં જે અજ્ઞાની જીવ છે તે એમ સમજે છે કે મ્રગયા રમતા એટલે તે મ્રગને મારતો. આ રીતે પોતે પોતાની મેળે અજ્ઞાનતાથી સમજી લેછે, બાકી શબ્દમાં તો તરછટ ઉઘાડું કહ્યું છે કે મ્રગીયા રમવા જતા. એટલે મ્રગની સાથે રમતા.

વળી આ ઉપરથી કોઈ એમ શંકા કરશે કે મ્રગની સાથે શી રીતે રમતા. તે જોકે મ્રગની દોટ ઘણી હોય છે તેની સાથે પોતાની અથવા પોતાના અશ્વની દોટ પોહોંચે છે કે નહી અને મૃગને પોહોંચવુંજ એવો હેતુ રાખીને

પોતાને ચરણે અથવા અશ્વથી મૃગને જોઈ તેની પુઠે પડતા અને દોડતાં દોડતાં નાગપાસ વિગેરેનાં મૃગને બાંધવા જેવાં બાણ ફેંકતા તેથી તે મૃગ બંધન થતા પછી તે મૃગ પાસે જઈ તે મૃગને છોડી મુકતા એ રીતે મૃગની સાથે રમત રમતા માટે મૃગીયા રમવા જતા એમ શબ્દ ઉઘાડો કહેલો છે. વળી રમત કરતાં અચાનક મૃગને બાણ વાગી જતું તો તેથી તેમને દોષ નોહોતો. કેમકે એ રમનારનો હેતુ કાંઈ મૃગને મારવાનો રેહેતો નોહોતો તેમ છતાં વાગતું તો તે અજાણથી થવાને દોશ નથી. તેમ છતાં પાછા તે લોકો પ્રાયશ્ચિત ( પાપનું નીવારણ ) કરતા હતા. આ રીતે મૃગયા રમવાનું કહેલું છે તેને લોક મારવા જતા એમ ઉંધુ સમજ્યા છે. પણ આગળના હરીજન પુરૂષો અહંશા ધર્મ પાળતા તે કોઈ કાળે હંશા કરેજ નહી. ને વિના અપરાધે મૃગને એવા ધર્મવાન પુરૂષો મારે એ વાત સંભવે નહી, માટે જો ભાઈ ઉપર કહ્યું તે પ્રમાણે મૃગીયા રમતા. એજ તારા પ્રષ્ણનો ઉત્તર ન્યાયમાં છે.

---

## મંઝાર મુખક વિષે પ્રષ્ણ. ૩

હે મહારાજ મંઝારી મુખક કેહેતાં ઉંદરને મારવા આશાભેર બીલાડી તાકી રહી હોય તે બીલાડીને હાંકી મુકીએ તો તેથી તેની આશાભંગ કર્યાનો દોશ બેસે છે; જો હાંકી મુકતા નથી તો ઉંદરને મારે છે તે આપણે જોઈ રહીએ તો તે પણ દીઠાનો દોશ લાગે છે. આ વિશે શું કરવું તે કૃપા કરીને કહો.

## ઉત્તર. ૩

વ્યાસજી—બીલાડી મુખક મારવા આશાભેર બેશી રહી હોય, તેને હાંકી કાઢવી તે માહા પુન્ય છે. લેશ માત્ર પાપ નથી. કેમકે બીલાડીને મુખક વિના અનંત પદાર્થો અન્ન દુધ, ધ્રત વીગેરે ખાવાનાં છે, ને તે ખાયછે. તેમ છતાં હંસા કરવાની આશાએ બેશી રહી હોય તે આશા ભંગ કર્યાનો દોશ નથી. કારણ કે એનું એજ ભક્ષ હોય ને બીજું પદારથ ભક્ષ કરતી નહોય તો આશા ભંગનું પાપ છે. પણ બીજા ઘણા પદારથ એનું પોષણ કરવાના છે ને કરે છે. તેમ છતાં જીભ્યા સ્વાદને લીધે હંસા કરે છે તેથી હાંકી મુકતાં આશા ભંગનો દોષ નથી.

વળી માંઉસઆરી જે જીવ છે તેને નીયંતા ધણીએ આપણી દ્રષ્ટીથી ન જોવાય તેવે સ્થળે તે જીવોને વસાવ્યાં છે. જોકે મછ મઘર વિગેરે જે માંશઆરી જીવ છે તે એક બીજાનો આહાર કરે છે. ને તે જીવને અન્ન ઘાસ વિગેરે બીજો કોઇ પદારથ ખાવાનો જળને વિશે નથી; ફક્ત માંઉશ નોજ આહાર કરે છે ત્યારે તેવા જીવોને જળમાં વાસ આપ્યો છે તે જીવો જળમાં હંશા કરે છે તે આપણી દ્રષ્ટીએ દેખવામાં આવતું નથી. એમ નીયંતાએ

વિવેક રાખેલો છે. વળી વાઘ વિગેરે જે માંશાઆરી છે તેને વનને વિશે વાસ આપ્યો છે. માટે તેનાથી થતું પાપ આપણી દ્રષ્ટીએ જોવામાં આવતું નથી. આ રીતે નિયંતાએ વિવેક રાખી હંસાવાળા જીવો આપણાથી ઘણા અળગા રાખ્યા છે, ને આપણો અહંસીક ધર્મ છે. તેમ છતાં જે પ્રાણી હંશા કરી માંઉસ ભક્ષણ કરે છે તે પ્રાણી રોમ રોમ નર્કના અધીકારી છે કારણ કે આપણે માંઉશ વિના અનંત પદારથો ખાવાનાં નિયંતા ધણીએ કરેલા છે માટે— જો ભાઈ તારા ત્રીજા પ્રષ્ણનો ઉત્તર ઉપદેશ સહિત કર્યો તેજ ન્યાય નિતીનો છે.

---

## ત્રેહેની આશા ભંગ વિષે મારવાડી સોની રાજારામનો પ્રષ્ણ ૪.

### કુંડળીયો.

વ્રહે વ્યંની વ્યાપક થયો, કો અબળાને અંગ;
માંગે રતુ તે મુખથી, કહો શું કરવો સંગ;
કહો શું કરવો સંગ, સંગ કરવે સત્ય ભાગે,
નહી દેવાથી પાપ, બાળ હત્યાનું લાગે;
એ બાજુ છે દોષ, થયો અપશોસ ઘણેરો;
મહારાજ વલ્લભરામ, ખુલાસો દીજે અણેરો.

---

અર્થ. વ્રેહે એટલે કામજ્વર કોઈ અબળાને અંગ વાપવાથી તે અબળા આશા ભેર આવીને રતુદાન માગે, તેથી જો તેને રતુદાન આપીએ છીયે તો સત્ય ભાગે છે ને જારકર્મ કર્યાનો દોષ લાગે છે ને રતુ નથી આપતા તો તેની આશા ભંગ થાય છે ને બાળહત્યા બેસે છે. આ વિશે ખુલાસો કરો.

### ઉત્તર. ૪.

વ્યાસજી—જો ભાઈ રતુ માગનાર સ્ત્રીને શાસ્ત્રાધારે પોતાના લગ્નના સ્વામી પાસેથી રતુદાન માગવાનો અધીકાર છે. તેમ છતાં શાસ્ત્રની મર્યાદા લોપીને અન્યની પાસે માગે તેને રતુદાન દેવું નહી જોઇએ તેમ દેનારાને પણ શાસ્ત્ર આધારે પોતાની લગ્નની સ્ત્રીનેજ રતુ દેવા અધીકાર છે. તેમ છતાં પરદારાને રતુ આપે તે, અને પરપુરૂષ પાસે રતુ માગે તે બંને સત્ય ભંગ થઇ નર્કનાં અધીકારી થાય છે, અને જે સ્ત્રી પરપુરૂષ પાસે રતુની આશા રાખી રતુ માગે તેની આશા ભંગ કર્યાનો જરાપણ દોશ નથી. કેમકે તેણે શાસ્ત્ર રહીત આશા રાખી તે આશા ભંગ કરવાનો જરા પણ દોશ નથી. જેમ ત્રીજા પ્રષ્ણમાં મંઝારીની આશા ભંગ કર્યાનો દોશ નથી તેમ આએ પણ દોશ નથી.

જીજ્ઞાસુ—હે માહારાજ તમોએ કહ્યું તે ખરૂં છે તોપણ મને તો એમ ભાસે છે કે જે સ્ત્રી આશાભેર આવી રતુ માગે તેને રતુ નહી આપવાથી આશા ભંગ કર્યાનો દોશ લાગે માટે આશા પુરી કરવી જોઇએજ.

વ્યાસજી—ધન્ય છે ભાઇ આપ કોહો છો તે પ્રમાણે મુળથી માંડીને ઠેઠ-લગી વરતો તો તો તમે આશા પુરી કરવા રતુદાન આપો તેથી તમને દોશ નથી. માટે હવે જુઓ ભાઈ આજ અમોને તમારી અત્યારથી એવી આશા થઈ છે કે તમો ૫૦૦૦) ની આશામી છો તે તમારા પાંચ હજારમાંથી અમોને ૪૦૦૦) રૂપીઆ આપો જો નહી આપો તો અમારી આશા ભંગ કર્યાનો દોશ તમોને લાગશે.

જીજ્ઞાસુ—હે માહારાજ તે તો કેમ અપાય ?

વ્યાસજી—જો ભાઇ તે ન અપાય તો આ રતુ પણ કેમ અપાય ? જો અમોએ રૂ. ૪૦૦૦) માગ્યા તે રીતી રહીત માગ્યા તેથી તું આપે નહી તેમ રતુ માગનારી પોતાનો અધીકાર છોડી અન્ય પાસે રીતી રહીત માગે છે તેને પણ રતુ અપાય નહી ને તે નહી આપવાથી દોશ લાગે નહી

વળી તેં કહ્યું કે રતુ નહી આપવાથી બાળહત્યા લાગે તે પણ ખોટું છે જો કે વ્રેહેતો ઘણી ઘણી વેળા પ્રાણી માત્રને ઉત્પન્ન થાય પણ તે વેળાએજ બાળક થશે એમ કાંઈ નીશ્ચે નથી. માટે બાળહત્યા પણ લાગતી નથી.

## હડકાયા કુતરા વિષે પ્રષ્ણ ૫.

સંવત ૧૯૪૪ ના આસોમાસની શુકલપક્ષ દ્વીતીયાને દીવશે વ્યાસજી વલ્લભરામ અમદાવાદમાં હરીલાલ ત્રીભોવનદાસને ઘેર ભાવાર્થપ્રકાશ પોતાનો રચેલો ગ્રન્થ તેની કથા વાંચતા હતા તે કથા પુર્ણ થયા પછી એક જણે નમસ્કાર કરી વ્યાસજીને કહ્યું કે હે મહારાજ તમારૂં રચેલું વલ્લભનિતીનામનું પુસ્તક છે તેમાં ઇંદ્રવિજયછંદમાં તમે પ્રષ્ણ કર્યું છે કે—

### ઇંદ્રવિજય છંદ.

હડકવાવાળુ સ્વાન વસ્તીમાંહી, વળ્યુ ને બે જણે જોયું કદાપી;
તેમાંથી એકજણે બુમ પાડીને, સરવ જીવોને સુચના આપી.
તેથી બીજે મારી વારી રાખી કહ્યું, કો સ્વાનનું શીશ નાખશે કાપી;
વ્યાસ કહે એમ બેઉ વદ્યા તેમાં, કહો ભાઇ કોને જાણવો પાપી.

હે માહારાજ આ આપના પ્રષ્ણનો ઉત્તર આપ કરો. હડકાયા સ્વાનને દેખી બુમનો પાડનારો પાપી કે બુમ પાડનારને વારી રાખનારો પાપી, તે કૃપા કરીને કહો.

## ઉત્તર. ૫.

વ્યાસજી—બુમ પાડનારને વારી રાખનારો પાપી, બુમનો પાડનારો પાપી નહી; કેમકે બુમ પાડનારાયે બીજા લોકોને આઘા ખશી જવાને ચેતવણી આપવા બુંમ પાડી, ને જો બુમ પાડીને ચેતવણી ન આપે તો તે શ્વાન ઘણાકને કરડે ને તેના કરડવાથી ઘણાક મરણ પામે માટે ચેતવણી આપવીજ જોઇએ, તે ચેતવણી આપવામાં એ શ્વાનને મારજો એમ એનો હેતુ નથી માટે તે પાપી નથી; વળી બુમ પાડનારે બુમ પાડવાથી એને કોઈ મારશેજ એમ જાણીને બુમ પાડી નથી, માટે તે પાપી નહી. કદાપી બુમ પાડનારો એમ જાણતો હોય કે હું બુમ પાડુ છું તેથી એ શ્વાનને ગમે તે કોઈ મારશેજ પણ હાલ ઘણા જીવોને બચાવ થાય છે એમ બેઉ પક્ષ જાણીને બુમ પાડે છે. તો પણ તે પાપી નથી. કેમકે એક જીવને માટે અનેક જીવની હાની થાય છે તેમ છતાં પાછું તે હડકવા હાલેલું પ્રાણી કદીકાળ જીવવાનું તો છેજ નહી. અંતે બે દીવશે કે ચાર દીવશે મરવાનુ તો છેજ અને તે મરતા મરતાં પાછું બીજાને મારતું જવાનું છે, માટે બુમ પાડનાર પાપી નથી. અને બુમ પાડનારને વારી રાખનારો પાપી છે કેમકે સર્વ પ્રાણી માત્ર સમજે છે કે હડકવા હાલેલું પ્રાણી અંતે બેચાર દીવસે મરે છે તો ખરૂંજ, અને તે જેને કરડશે તે પણ મરશે એમ સમજે છે તેમ છતાં એક જીવ જે શ્વાન મરવાનું તો છે ને જીવવાનું નથી તેમ છતાં તેને થોડો વખત બચાવવાના હેતુથી બુમ પાડનારને વારે છે પણ એમ વિચાર નથી કરતો કે એ શ્વાન અનેક જીવનું નુકસાન કરશે કરશે ને કરશે એમ જાણ્યા છતાં વિચાર નહી કરતાં અનેક જીવની હાંની થવા દેવા બુમ પાડવા ન દે તે પાપી છે. જો ભાઈ ન્યાય ભરેલી વાત તો આ છે, પછી માનો યા ન માનો.

---

## વનસ્પતી થયાનું પ્રશ્ન. ૬

હે મહારાજ ઘણા પુસ્તકોથી એમ જાણ્યું છે કે કશ્યપને તેર નારી હતી તેમાંથી ખટનેત્રા નામની સ્ત્રીને પેટ અઢાર ભાર વનસ્પતી અવતરી. એ વાત મોહોટા પુરૂષો કહી ગયા છે પણ તે સંભવીત નથી ? કેમકે આવાં મ્હોટાં વ્રક્ષો મનુશાક્રતીના ઉદર વિષે સમાયા હોય ને તે અવતરે આ જરા પણ સંભવતું નથી. તેનું કેમ હશે ? એ તે મોહોટા પુરૂષો ખરૂં કહી ગયા હશે કે ખોટી ગપ મારી ગયા હશે. તે કૃપા કરીને કહો.

## ઉત્તર ૬.

વ્યાસજી—જો ભાઈ જે જે મોહોટા પુરૂષોએ કહેલું તે ખોટું નહી, પણ જે અસંભવિત ભાસે છે તે સવળુ સમજાયું નથી તથા કોઈએ સવળુ

સમજાવ્યું નથી માટે અસંભવીત ભાસે છે. માટે સવળુ સમજજો કે કસ્યપની એક નારીને પેટથી અઢારભાર વનસ્પતિ અવતરેલી તે વાત ખરી છે.

તે કેવી રીતે કે ખટનેત્રાને ઉદરથી અરાઢભાર વનસ્પતીના બીજના અંકુર ભરેલું એક ઇન્ડ અવતર્યું તે ઈન્ડ જગતના જીવોને માટે પૃથ્વીમાં ઘાલેલું તેનાં બીજ પસરીને તેનાં વૃક્ષો થયાં ને તે દીવસથી પૃથ્વી તત્વવાન થઈ. અને પૃથ્વીનું તત્વ તે વનસ્પતીના બીજના જે અંકુર છે તે છે. તેને ઘણા વિદ્વાનો ગંધ કેહે છે. ને ઘણાક તેને પૃથ્વીનું તત્વ પણ કહે છે. આ રીતે તારા પ્રષ્ણનો ઉત્તર યથાર્થ છે. જો આ વાત કબુલ નહી કરીએ તો મોહોટા પુરૂષોએ વનસ્પતી અવતર્યાનું કહ્યું તે ખોટું થશે. પણ મોહોટા પુરૂષો કદી ખોટું કહેજ નહી એમ માનીએ તો આ કહ્યું એ રીતે અસંભવિત વાતનો સંભવીત મતલબ નીકળે છે.

---

## હીરણાક્ષ પૃથ્વી લઇ ગયાનું પ્રષ્ણ ૭

હે મહારાજ વ્યાહ્રા પુરાણને વિષે હીરણાક્ષ દંત ઉપર ચઢાવીને પૃથ્વી લેઇ ગયો. આ વાતમાં એવી શંકા છે કે બધી પૃથ્વી દંત ઉપર ઉપાડીને લેઈ ગયો. ત્યારે તે કઈ પૃથ્વીપર ઉભા રહીને પૃથ્વી ઉપાડી ? બધી, પૃથ્વી લીધી ત્યારે બીજી રહીતી એ કહેવું સંભવે નહી; ને એ કેહેવું સંભવે નહી, તો કેઇ ભોમીપર ઉભા રહીને ભોમી લીધી. વળી તેને લેઇને ચાલ્યો ગયો તે કેઈ પૃથ્વી ઉપર ચાલ્યો ગયો. આ બધી વારતાં અસંભવિત ભાસે છે, માટે આ વિષે ખુલાસો કરો.

વ્યાસજી—જો ભાઈ હીરણાક્ષ દંત ઉપર પૃથ્વી લેઈ ગયો એમ જે મ્હોટા પુરૂષોએ કહ્યું તે પૃથ્વીના તત્વ ઉપર દ્રષ્ટી રાખીને કહ્યું છે. જેમકે કોઇ ડાહ્યા નામનો માણસ મર્ણ પામ્યો તે વેળા તેના સગાં તે મડદાને દેખી એમ કહે કે અરેરે એ ડાહ્યા કયાં છે ડાહ્યા ને તો રડયા જમડા લેઈ ગયા. હવે જો ભાઈ ડાહ્યાનું ખોળીયું તો ઘરમાં પડયું છે તેમ છતાં કેહે છે કે ડાહ્યાને તો જમડા લેઇ ગયા. તે એવા હેતુથી કેહે છે કે ડાહ્યાના ખોળીયાનું તત્વ જે જીવ હતો તે લેઈ ગયા, એ તત્વ ઉપર દ્રષ્ટી રાખીને લેઈ ગયા એમ કેહે છે. તેમ પૃથ્વીનું તત્વ જે કશ્યપની સ્ત્રી ખટનેત્રાને પેટથી વનસ્પતી માત્રના બીજના અંકુરનું ભરેલું જે ઈન્ડ થયું હતું તે ઈંડ પૃથ્વીમાં પસારો થઈ પૃથ્વી તત્વવાન થવા ઘાલેલું તે ઈન્ડ પૃથ્વીમાંથી દંતવતી ખોતરી કાઢીને દંતપર રાખી હીરણાક્ષ ગયેલો તે પૃથ્વીનું તત્વ લઈ ગયો માટે પૃથ્વી લઈ ગયો. એમ પૃથ્વીના તત્વ ઉપર દ્રષ્ટી રાખી ને મ્હોટા પુરૂષોએ પૃથ્વી લેઇ ગયો એમ કહેલું છે.

વળી દેહનું તત્વ જેમ જીવ તે દેહમાંથી ગયો એટલે તે દેહ નીરાર્થ છે તેમ પ્રથ્વીના તત્વ વિના પ્રથ્વી નીરાર્થ છે ને તત્વવડે પ્રથ્વી અનંત ગુણવાળી છે, જેમ જીવવાળુ ખોળીયું અનંત ગુણને અનંત કાર્યનું કર્તા છે તેમ.

પ્રથ્વીમાંનું તત્વ ગયું એટલે પ્રથ્વીજ ગઇ એમજ કેહેવાય, જેમ કોઇનો દેહમાંથી જીવ જાય છે તે વેળા દેહ તો ઘરમાં પડયો હોય છે તેમ છતાં એમ કેહે છે કે ફલાણો ગયો. તેમજ પ્રથ્વીનું તત્વ જવાથી પ્રથ્વી લેઈ ગયો એમકહેલું છે.

## સમુદ્ર પીધા વિષે પ્રષ્ણ ૮.

હે માહારાજ એક કથાને વિષે એમ સાંભળ્યું છે, કે અગસ્ત રૂશી સમુદ્રનુ પાન કરી ગયા ( પી ગયા ) જુઓ એ પી ગયા હોય એ વાત સંભવતી નથી, કેમકે સમુદ્ર કાંઈ અગસ્તના પેટ કરતાં નાહાનો નોહોતો માહા મોહોટો સમુદ્ર તેનું જળ પી ગયા. તે જળ અગસ્તના ઉદરમાં માયું એ સંભવતું નથી. કદી એમ કહેશો કે જળપાન કરતા ગયા તેવુંજ તે જળ બળીને ભસ્મ થતું ગયું એટલે તે જળ સમાયાની શંકા કયાં રહી. જો એમ કહેશો તો પણ શંકા છે કે પીતા પીતામાં બળીને ભસ્મ થતું ગયું તો પાછું પેશાબ દ્વારાએ પાછું કાહાડ્યું એમ કહેલુ છે તેથી તે સંભવશે નહી, વળી પેશાબ દ્વારાએ એ કાહાડ્યું તેથી તે જળ ખારૂં થયું એમ પણ કહ્યું છે. આ રીતે ઘણી શંકા છે તેનો ખુલાસો કોઇ પુસ્તકમાં કર્યો નથી, તેમ કોઇ વિદ્વાનો કથાના વાંચનારા તે પણ ખુલાસો કરતા નથી. માટે આપ નીરસં શઈ ન્યાયમાં આવે તેવો ઉત્તર કરો.

## ઉત્તર ૮.

વ્યાસજી--જુઓ ભાઈ તમારી શંકા ખરી છે ને શંકા કરવા યોગ્ય છે, જો કે તે સીંધુ પાન કર્યું આ વચન ખોટું માનવું તે પણ યોગ્ય નથી, કેમકે મોહોટા પુરૂષો કહી ગયા તે ખોટું માનવું એ અયોગ્ય છે. તેમ એ વારતા અસંભવીત ભાસે છે માટે ખરૂં મનાતું નથી. પણ મોહોટા પુરૂષોનાં વચનોનો ભાવાર્થ સમજવાથી મ્હોટા પુરૂષોનાં વચનો સત્ય ભાસે છે ને શંકા રેહેતી નથી. માટે ભાવાર્થ સમજી ઉત્તર દેઈએ તે ન્યાયથી જુઓ.

અગસ્ત રૂષીએ સમુદ્ર પાન કર્યું તે સમુદ્રનું સત્વ તે પોતે પાન કરી ગએલા પણ સમુદ્રનું જળ પાન કર્યું હોય તે સંભવે નહી. જો સમુદ્રનું જળ-પાન કર્યું હોય તો તે જળના ભેગા જળ જંતુ પણ જવા જોઇએ. પણ તે કથામાં પાછું એમ કહેલુ છે કે અગસ્તે સમુદ્રપાન કર્યું એટલે જળનાં જંતુ માત્ર સમુદ્રને સ્થળે તરફડવા લાગ્યાં. ત્યારે જો કે જળપાન કર્યું હોય તો તે જળનાં બધાં જંતુ પણ અગસ્તના ઉદરમાં જવા જોઈએ પણ તે નહી ગયાં તે ઉપરથી એમ શીદ્ધ થાય છે કે સમુદ્રના સત્વનું પાન કર્યું તેથી તે સીંધુનું જળ અજીવ થયું તેને લીધે જંતુ માત્ર તરફડવા લાગ્યાં, એ સત્ય છે.

વળી જેમ કોઈ વ્રક્ષ હોય તે વ્રક્ષનું તત્વ તે વ્રક્ષનાં ફળ છે, હવે તે વ્રક્ષનો રખવાળ એ વ્રક્ષ તથા વ્રક્ષનાં આધારે રહેલાં છે. તેવામાં કોઈ તે વ્રક્ષનાં

ફળ માત્ર લઈ જાય તે વેળા તેનો રખવાળ કેવો તરફડે છે. કેમકે વ્રક્ષનું તત્વ જે ફળ તે ગયું પછી વ્રક્ષ પ્રીય હોતું નથી તેમ તે સમુદ્રનું સત્વ ગયું તેથી તે સમુદ્રનું જળ પણ મીઠ્યા થઈ પડવાથી તે જંતુ તરફડવા લાગેલાં

વળી અગસ્તે સમુદ્રનું સત્વ પાન કરેલું તે સત્વ પેસાબે કાઢેલું તે સત્વ ખારૂં થયું, તેથી સમુદ્ર ખારો થાય જ. જેમ બે મણ જળ હોય તેમાં એક પૈસાભાર કડવાશ નાંખવાથી બે મણે જળ કડવું થાય તેમ તે ખારૂં થએલું સત્વ સમુદ્રનાં જળમાં પડવાથી સમુદ્ર ખારો થયો એમ કેહેલું તે સંભવે છે. આ રીતે સમજાય તે યથાર્થ ને ન્યાય ભરેલું છે. વળી મોહોટા પુરૂષોનું વચન પણ સત્ય રેહે છે ને તે આ રીતેજ બનેલું તેથી શંકા પણ રેહેતી નથી આ તાહારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## પ્રુથ્વીથી સીંધુ ઉંચો છે તેનું પ્રષ્ણ ૯.

હે માહારાજ ઘણા એક એમ કેહે છે કે સમુદ્રનું જળ પ્રથ્વીથી સોળ જોજન એટલે સોળ ચોકું ચોસેટ ગાઉ ઉંચુ છે, તે સંભવતું નથી. એ જળ એટલું ઉંચુ હોય તો જળનો સ્વભાવ નીચાણમાં વહી જવાનો છે તે વહ્યા વિના રહેજ નહી કદી કેહેશો કે એ સમુદ્ર આમન્યાથી રહ્યો છે તે સંભવતું નથી કેમકે દરિઆના કિનારાથી એક મોહોટી ને લાંબી નિક ખોદીએ તો તેમાં તે જળ ગયા વિના નજ રહે માટે આમન્યાથી રહયો છે એમ કેહેવું સંભવતું નથી. આ વાત તો તદન ખોટીજ છે. હવે એ જળ આ પ્રથ્વીથી ચોસેટ ગાઉ ઉંચુ હોય તો વિશ્વને બોળ્યા વિના રહે નહી. આ રિતે વિચાર કરતાં સીંધુ જળ આ પ્રથ્વિથી ઉંચુ છે એવું કેહેનારા પુરૂષોનુ કહેલું ખોટુ છે એમ ભાસે છે. તેનો ખુલાસો કરો.

## ઉત્તર ૯.

વ્યાસજી—જો ભાઈ મ્હોટા પુરૂષો પ્રથ્વીથી સોળ જોજન જળ ઉંચુ છે એમ કહી ગયા તે કેહેનાર પુરૂષોનો એવો હેતુ છે કે જ્યાં સમુદ્રનુ જળ છે ત્યાં સમુદ્રના જળની નિચેની પ્રથ્વિથી તે જળ ચોસેટ ગાઊ ઉંચુ છે. એ જળના સ્થળની પ્રથ્વિ ઘણી ઉંડી છે તે પ્રથ્વિથી તે જળ સોળ જોજન ઉંચુ છે એમ કેહેનારાનો કેહેવાનો હેતુ છે. પ્રથ્વીથી માંડીને જળના ઉપરનો ભાગ દેખાય છે ત્યાં સુધી સોળ જોજનનું માપ છે. ને એજ વાત સત્ય છે. પણ હાલના અજ્ઞાની પ્રાણિયો વચનોને ઝાલી રેહે છે. પણ તે વચનોનો તોલ એટલે વિચાર કરતા નથી ને કેહેનારનો ભાવાર્થ એટલે હેતુ સમજતા નથી માટે અજ્ઞાનીઓને જ્ઞાન થતું નથી. આ રીતે ન્યાયમાં ઉતર ને સંભવિત ભાસે એવી રીતે આ ઉત્તરો મોટાના વચનોના ભાવાર્થ સમજી કર્યા છે, તેમ છતાં અજ્ઞાની

પ્રાણિ ફક્ત વચનને બાહાળી રહી, મોટાનાં વચનોને જુઠાં પાડશે; અને બીજાને જુઠાં છે એમ દર્શાવે છે. એ રીતે તારા પ્રષ્ણનો ઉત્તર ઉપર કહયો તેજ છે,

## ભગવદગીતા વિષે પ્રષ્ણ ૧૦.

સંવત ૧૯૪૪ ના આસો માસની શુકલપક્ષ ચતુર્થિને દિવસે અમદાવાદમાં પોતાનાજ ઘરમાં વ્યાસજી વલ્લભરામ ભાવાર્થ પ્રકાશની કથા વાંચતા હતા તે પુર્ણ થયા પછી એક જણે વ્યાસજીને પ્રષ્ણ પુછયું.

હે મહારાજ ગિતા વિશે શ્રીકૃષ્ણે એમ કહ્યું છે કે સર્વ વિશ્વમાં હું રહેલો છું ને સર્વ માહારૂ ભરાવ્યું ડગલું ભરી શકે છે. માહારા વિના કોઈથી કાંઈ થઈ શકતું નથી. ત્યારે જુઓ માહારાજ સહુ કાર્યના કર્તા હર્તા ઈશ્વર થયા. તો પછી પ્રાણી માત્ર ગમે તેવાં કર્મ કરે છે તે સહુ કર્મ કરાવતા ઈશ્વર છે, એ ગીતાજીનાં વચન ઉપરથી સીદ્ધ થાય છે. તો પછી કોઈ પ્રાણી કુકર્મ કરે તેના કરતા ઈશ્વર થયા. જો ઇશ્વર કરતા થયા તે જીવે કાંઇ કર્યું નથી, એમ થયુ, ને જીવે કાંઇ કર્યું નથી તો તે જીવને પાપ વળગે પણ નહી, જો વળગે નહી એમ સીદ્ધ થાય તો પછી ગમે તેવાં કુડાં કૃત્ય કરવાથી કોઈને હરકત નથી.

જો જીવ કરતા કેહેશો તો ગીતાજીમાં ભગવાને કહ્યું એ વચન ખોટું થાય છે, માટે આ વિશે આપ ઉત્તર કરો.

### ઉત્તર ૧૦.

વ્યાસજી—જો ભાઈ ભગવાનનો હેતુ એવો છે કે સકળ વિશ્વમાં મ્હારી સત્તા રહેલી છે ને માહારી સત્તાથી સર્વ પ્રાણી માત્ર કાર્ય કરી શકે છે. જેમ સૂર્ય વડે નેત્ર દેખવાને સત્તાવાન થાય છે પછી તે નેત્રથી જગતમાં કુદ્રષ્ટિએ જુઓ કે શુભ દ્રષ્ટિએ જુઓ. ફક્ત સૂર્યથી તો નેત્રમાં દેખાવપણું થયું છે. તેમાં સૂર્યનો હેતુ એવો નથી કે કુદ્રષ્ટિથી જગતમાં જુઓ. એ રીતે ઈશ્વર સત્તાથી જીવ સત્તાવાન થયા છે તે જીવ શુભાચરણથી ચાલો કે ખોટાં આચરણથી ચાલો. પોતે ઇશ્વર શુભાશુભ વર્તવાનું કેહેતા નથી. તેમાં પણ શુભ આચરણથી ચાલવાને ઈશ્વરે વેદ વિગેરે કાયદા કરેલા છે તેમાં તો સાફ દર્શાવ્યું છે કે સદાચરણ પાળો, તે ઈશ્વર કાંઇ મ્હોઢા મ્હોઢ કેહેવાને આવતા નથી, જેમકે રાજાએ કાયદો કર્યો તેમાં એમ લખ્યું કે ચોરી કરે તેને શિક્ષા કરવી. માટે કોઈ ચોરી ન કરશો એવો હેતુ રાજાનો પ્રજા ઉપર છે. તેમ છતાં જે ચોરી કરે તે શિક્ષા ભોગવે છે. એ કાયદા રૂપિ વેદશાસ્ત્રોના આધારે ઇશ્વરે સર્વ પ્રાણિને આજ્ઞા કરેલી જ છે કે અશુભ કર્મ કરવાં નહિ. તેમ છતાં અશુભ કર્મ કરે તેમાં રાજાએ ચોરી કરવાની સત્તા આપી છે તેમ સમજવું નહિ.

વળી રાજાએ નગ્રને વિશે દિવસે તો શું પણ રાત્રીને સમે પણ ફરવું હોય ત્યાં ફરો એમ સત્તા આપી છે પણ રાત્રીએ ચોરી કરવા ફરો એમ સત્તા આપી નથી. તેમ છતાં જે ચોરી કરે છે તે રાજાની મરજીથી કર્તો નથી, એ પોતાનીજ મરજીથી કરે છે, એ રીતે પ્રાણિ માત્રમાં ને આખા વિશ્વમાં ઈશ્વરની સત્તા છે પણ તે પોતે કાંઈ કરતા કારવતા નથી, કરતા કારવતા જીવ છે. જેમ એક થાળીમાં લોઢાની સોય મુકીએ તો તે થાળીની નિચે ચમક ધરીએ તે ચમકની સત્તાએ પેલી સોય કુદે છે તેમાં તે સોયને જેમ ફાવે તેમ કુદે છે. કાંઈ ચમક એમ કેહેતું નથી કે તું આમની કુદકે આમની કુદ, ફક્ત ચમકથી તો સોય સત્તાવાન થઈ એટલુંજ, પછી કેણીપા કુદવું તે સત્તાને વડે સોયની મરજી ઉપર છે. તેમ ઇશ્વરની સત્તાથી સર્વ સત્તાવાન છે પણ તે સત્તાને વડે કેવાં આચરણ પાળવાં એ જીવની મરજી ઉપર છે. માટે શુભાશુભ કર્મના ભોકતા જીવ છે.

વળી સૂર્ય વડે નેત્ર દ્વારાએ જીવ દેખે છે. તેમાં દેખવામાં શુભાશુભ બેઉ પ્રકાર આવે છે. તેમાંથી કયા કાર્યમાં લક્ષ કરવો તે જીવની મરજી ઉપર છે, એ કાંઇ સૂર્ય કે નેત્ર મરજી કરતું નથી ફક્ત કરનાર જીવ છે. તેમાં સૂર્યને કોઈ પ્રકારનો દોશ લાગતો નથી. કેમકે કુડા કર્મથી જેમ જીવ શિક્ષાને પાત્ર થાય છે તેમજ શુભ કર્મથી જીવ સારા ફળને પામે છે. તેમાં સૂર્ય સારૂ ફળ લેતા નથી તેમ નરતું ફળ પણ લેતા નથી, એ રીતે ઇશ્વર પાપના કે પુન્યના ભોક્તા નથી. માટે જીવના પાપ પુન્ય જીવ ભોગવે છે એ વારતા સિધ થઈ અને ઇશ્વિરની તો સર્વમાં સત્તાજ રહેલી છે, તેથી ઇશ્વિર કરતા ભોકતા નથી એ વાર્તા પણ સિદ્ધ રહી. એ રીતે ભગવદગીતામાં કહેલું ભગવાનનું વચન સત્ય છે ને કરતા ભોક્તા જીવ છે એમ પણ સિદ્ધ થયું. તેથી જીવનું કર્યું જીવ ભોગવે છે એ પણ સત્ય છે.

---

## પુર્વના સંસ્કારથી થવા વિષે પ્રશ્ન. ૧૧

દોહરો.

સૌ સંચિતથી થાય છે, શુભાશુભ જે કર્મ;
થાય નહિ કર્યું કોઇનું, આ વેણનો શો મર્મ.

---

અર્થ. હે મહારાજ જે કરવું તે પણ પુર્વના સંચીત પ્રમાણે થઇ શકે છે, ને કોઇનાથી પોતાનું કર્યું થતું નથી એમ ઘણાકને મુખેથી સાંભળ્યું છે તે કેમ હશે ?

## ઉત્તર ૧૧.

વ્યાસજી—જો ભાઈ સંચીત પ્રમાણે થાય છે તે સત્ય છે. પણ કર્યા વિના સંચીત શી રીતે થયું. જો કે પુર્વે એટલે ગયા જન્મે જે કરેલું તે કરવાથી સંચીત થયું ને સંચીત થવાથી પ્રારબ્ધ બંધાયું, તે પ્રારબ્ધ પ્રમાણે હાલ ભોગવે છે તે વાત ખરી. પણ ગયે જનમે શુભાશુભ કર્મ કરવાથી પ્રારબ્ધ બંધાયું કે કર્યા વિના બંધાયું. જો કર્યા વિના બંધાયું કહીશ તો તે સંભવશે નહી. કેમકે જેમ ચોરી કરવા પેઠા એટલે તેની સાથે કેદ ભોગવવાનું નિશ્ચે નિર્માણ થયું. જો કે ચોરી અથવા ચોરી જેવો ગુનો કર્યા વિના કોઇ કેદમાં નાખતું નથી, ને કેદ ભોગવવી પડતી નથી, તેમજ કર્યા વિના પ્રારબ્ધ બંધાતું નથી, વળી તમો જે કહી ગયા છો કે પુર્વનાં સંચીત વિના કાંઈ થતું નથી એટલે પુર્વે જે કરેલું તે સંચીત થએલું તે સંચીતથી પ્રારબ્ધ બંધાયું તે પ્રારબ્ધ પ્રમાણે હાલ થાય છે એ સત્ય છે. પણ જે જે દુખ સુખ હાલ થાય છે તે પુર્વના પ્રારબ્ધથી થાય છે તેમ હાલના કૃત્યથી પણ થાય છે, જે કર્યા વીના અચાનક સુખની પ્રાપ્તી યા દુઃખની પ્રાપ્તી થાય છે તે પુર્વના પ્રારબ્ધે થાય છે; જેમ કે હાલ ઉદ્યોગ કર્યા વિના અણચીતવ્યું ધન જડે તેથી સુખની પ્રાપ્તી થાય છે. અને અણચીતવ્યું દુઃખ, જેમકે ચોરીની જણશ કોઈ ચોરના હાથમાં હોય તે જણશ સમળી ઝડપ મારીને લેઇ ગઈ. પછી તે જણશ તે સમળીએ કોઈના ઘરમાં ફેંકી દીધી તે જણશના મુદ્દા ઉપરથી તે ઘરવાળો વિના ચોરીએ કેદમાં જાય તેથી તેને દુઃખની પ્રાપ્તી થાય છે; આ રીતે જે અણચીતવ્યું દુઃખ યા સુખ થઇ પડે, તે પુર્વના પ્રારબ્ધથી સમજવું. પણ હાલ ચોરી કરવાથી હાલ કેદમાં પડી દુઃખ ભોગવે તે કાંઈ ગયા જન્મનું પ્રારબ્ધ કે સંચીત નથી, જો તે તો હાલ કરે છે તે હાલ ભોગવે છે. કદી કોઇ શાસ્ત્ર વિરૂધ ગુનો કરવામાં આવ્યો હોય ને તે આયુષના છેવટ ભાગમાં કર્યો હોય તે હવેના આવતા જન્મે ભોગવે. એ રિતે કર્મ કર્યાથી સંચીત થાય છે ને પ્રારબ્ધ બંધાય છે. કર્યા વિના કાંઇ થઈ શકતું નથી માટે જે પ્રાણી પુર્વના પ્રારબ્ધ પ્રમાણે થશે એમ જાણીને હાલ શુભ કર્મો કર્તા નથી. ને પ્રારબ્ધ પ્રમાણે થશે એમ જાણીને અશુભ કર્મ મુકતા નથી. એ કેવળ સ્વાર્થિ પ્રાણીનું બોલવું છે. જો પ્રારબ્ધમાં હશે તેમ થશે એમ જાણતો હોય તો ઉદ્યોગ હાલ શા માટે કરે છે ? આ વેળા તો કેહેશે કે હા હા હા. ધીક્કાર છે આવા અધર્મીઓને કે શુભ કર્મ કરતી વખત તો એમ કહે કે મહારાજ શુભ કર્મ તો પુર્વના પ્રારબ્ધ પ્રમાણે થશે એમ જાણી હાલ શુભ કાર્ય કરવાં નથી. ને અશુભ કર્યા વિના રેહેવું નથી. હાવા પ્રાણી નર્કના અધિકારી થાય છે ને લક્ષચોરાશી ભોગવે છે, માટે હે હરીજનો કર્યા વિના સંચીત કે પ્રારબ્ધ

બંધાતું નથી. માટે શુભ યા અશુભ જે જે કરવું તે આપણા કરવાથી કરાય છે ને કર્યું થાય છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## ચંદ્ર થયા વિષે પ્રષ્ણ ૧૨

હે મહારાજ નળાખ્યાનમાં દમયંતીના સ્વરૂપ વિષે એમ કહ્યું છે કે બ્રહ્માએ ત્રીલોકનું તેજ ખેંચીને દમયંતી ઘડી. તેમાંથી થોડું તેજ વધ્યું તેનો ચંદ્રમા ઘડયો, તે ચંદ્રમા દમયંતીના પહેલો હતો કે નહી તે કૃપા કરીને કહો. જો દમયંતીને ઘડતાં પહેલો હતો એમ કેહશો તો જે મોહોટા પુરૂષો એ કથાના કેહેનારા કહી ગયા તેમનું વચન જુઠું થાય છે ને દમયંતીના પછી ચંદ્રમા થયો કેહેશો તો તે સંભવતું નથી.

વ્યાસજી—જો ભાઇ દમયંતીના પેહેલાં ચંદ્રમા હતો પણ જે કહી ગયા કે દમયંતી ઘડતાં થોડું તેજ વધ્યું તેનો ચંદ્રમા ઘડયો. એ વચન મ્હોટા પુરૂષોએ ઉપમાને સારૂ ને જગતને રૂચી થવાને સારૂ કહેલું છે. તે રૂચી એટલે શું? જો તે વચન તાહારાથી સમજાય નહી તો ભાવાર્થપ્રકાશ નામનો ગ્રન્થ પ્રભુ પ્રેરણાથી અમારો રચેલો છે તે જો. તેથી તું રૂચી વચનને સમજીશ, માટે આ રૂચી વચન છે.

---

## ચંદ્રના શ્રાપ વિષે પ્રષ્ણ ૧૩

હે મહારાજ બૃહસ્પતીએ ચંદ્રને શ્રાપ દીધો તે વારથી ચંદ્રમા પંદર દીવસ ચડતી કળાએ થાય છે. ચડતી કળા થાય છે તે દીવશોને સુકલપક્ષ કેહે છે ને પંદર દીવસ પડતી કળા થાય છે તેને કૃષ્ણપક્ષ કેહે છે. હવે જુઓ આ વાત કબુલ કરીએ છીએ તો તે સંભવતુ નથી, કેમકે બૃહસ્પતીના શ્રાપ પેહલાં શું સુદ વદ ન્હોતી. જો સુદ વદ ન્હોતી કહીએ તો બૃહસ્પતીનો શ્રાપ થતાં પહેલાં ઘણાં પુસ્તકોમાં એમ લખાયું છે કે ફલાણા ફલાણાનો જન્મ ફલાણા પક્ષમાં થયો ત્યારે જુઓ કે આ બેમાંથી કઈ વાત સત્ય માનીએ.

### ઉત્તર ૧૩

વ્યાસજી—જુઓ ભાઇ સુદ વદ તો અનાદીથી છેજ. એ સુકલ પક્ષને કૃષ્નપક્ષ કાંઈ બૃહસ્પતીના શ્રાપથી થયાં છે એમ નથી. ને બૃહસ્પતીના શ્રાપથી તો કેટલું થયું કે પુર્ણમાસીને દિવસે હાલ જે સોળે કળાનું તેજ સુકલ પક્ષ દ્વિતીયાને દિવસે ચંદ્રની નાહાની આકૃતીમાં પણ રેહેતું હતું, ને જેમ જેમ ચંદ્રની મોહોટી આકૃતી થતી તેમાં પણ તેટલું ને તેટલું તેજ રેહેતું. તે બૃહસ્પતીના શ્રાપથી તે તેજમાં ક્ષીણતાપણું ને મંદીપણું આવ્યું. આ રીતે બૃહસ્પતીના શ્રાપનો ખુલાસો છે.

## બ્રહ્મચર્ય વિષે પ્રષ્ણ ૧૪

હે માહારાજ ઘણાંક શાસ્ત્રોમાં એમ કહ્યું છે કે કોઈનું બ્રહ્મચર્ય ભાગવું નહી, ને ભાગે તો મહા પાપ છે. વળી ઘણાંએક શાસ્ત્રમાં એમ કહ્યું છે કે કન્યાદાન દેવું તે મ્હા પુન્ય છે. હવે જુઓ કે કન્યાદાન દેઈએ છીએ તો જેને દેઇએ તેનું ,બ્રહ્મચર્ય ભાગે છે, ને નથી દેતા તો કન્યા જનમારો કુંઆરી રખાતી નથી. તેમ કન્યાદાન દીધાનું મ્હા પુન્ય છે તે કન્યા દેઇને પુન્ય લેવાતું નથી. જો કન્યા દીધાનું પુન્ય લેવા જઇએ છીએ તો બ્રહ્મચર્ય ભાગ્યાનું પાપ લેઇએ છીએ ને પાપના ભયથી કન્યા દેતા નથી તો કન્યા કુંઆરી રખાતી નથી ને કુંઆરી રાખીએ છીએ તો બાર વરસની પુત્રીનું મોંહો શાસ્ત્રના કેહેવાથી જોવાય નહી ને જોઈએ છીએ તો બાળહત્યા લાગે છે ને એ બાળહત્યાના ભયથી તે પુત્રીનો નાશ કરીયે તો પણ હત્યા લાગે, વળી નાશ ન કરીએ ને કાહાઢી મુકીએ તો પણ ઘણો દોષ છે, જો કાઢી નથી મુકતા તેમ તેનો નાશ નથી કરતા તો તે કુંઆરીનું મુખ નથી જોવાતું. જો મુખ જોઈએ છીએ તો પાપ લાગે છે, અને કુંઆરી નથી રાખતા ને કોઇને પરણાવીએ છીએ તો જે પુરૂષ સાથે પરણાવીએ તે પુરૂષનું બ્રહ્મચર્ય ભાગે છે. ને તે બ્રહ્મચર્ય ભાગવાથી પણ પાપ લાગે છે. માટે હે માહારાજ આ પ્રષ્ણનો ઉત્તર કરો.

## ઉત્તર ૧૪

વ્યાસજી—જુઓ ભાઈ આ યુગ પ્રમાણે બાર વર્ષ સુધી સરવે પુરૂષોએ બ્રહ્મચર્ય પાળવું. એમ યુગના ને આયુષના પ્રમાણથી છે માટે જે પુરૂષને કન્યા દેવી તે પુરૂષના બાર વરસની અંદર દેવી નહી, બાર વર્શથી નાહાની ઉમ્મરવાળાને કન્યાદાન દેનારને બ્રહ્મચર્ય ભાગ્યાનો દોષ લાગે છે એ સત્ય છે. ને બાર વરસ પછી તે પુરૂષની ઇચ્છા હોય તો તેને કન્યાદાન દેવાથી બ્રહ્મચર્ય ભાગ્યુ એમ થતું નથી.

જો બ્રહ્મચર્ય ભાગ્યુ એમ સદાકાળ ગણાતું હોય તો કોઈ પ્રાણી કોઇને પરણાવેજ નહી ને પરણાવે નહી તો કન્યાનો બાપ તે પરણ્યા વિના બાપજ કયાંથી થાય ?

વળી સદાકાળ બ્રહ્મચર્ય ભાગ્યાનું પાપ લાગતું હોય તો કન્યાદાન દીધાનું પુન્ય ક્યાંથી થાય ? કદી કન્યાદાન દેઇ પુન્ય લે તો બ્રહ્મચર્ય ભાગ્યાનું પુન્ય જેટલું પાપ લે. ત્યારે તો તે કન્યાદાનનું પુન્ય રહેજ નહી. આ રીતે તો બેઉ પક્ષ ખોટા થાય છે માટે આ ઉપર કહ્યું એ પ્રમાણે કરવું એમ શાસ્ત્રનો કેહેવાનો હેતુ છે, ને તેમ કરવાથી બ્રહ્મચર્ય ભાગતું નથી ને તેનો દોશ લાગતો નથી. શાથી કે આ યુગ પ્રમાણે બાર વર્ષે બ્રહ્મચર્ય પુરણ થઈ રહે છે. તે બ્રહ્મચર્ય પુરણ થયા પછી કન્યાદાન દીધાનું માહા પુન્ય થાય છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

## દ્રુપદી સતિ વિષે પ્રષ્ણ ૧૫.

હે મહારાજ ઘણાકના મુખથી એમ સાંભળ્યું છે કે એક પુરૂષથી વિશેષ પુરૂષ જે સ્રીને થાય તે સતી નહિ. તો દ્રુપતી પાંચ પુરૂષને પરણી, તોપણ તેને સતી શું સમજીને મોટા પુરૂષોએ કહી હશે. તે કૃપા કરીને કહો.

### ઉત્તર. ૧૫

વ્યાસજી–જુઓ ભાઇ એક પુરૂશથી બીજો પુરૂશ કરે તે સતી નહિ એ વાત ખરી છે. ને એ કેહેનારાએ ખોટું કહ્યું નથી. તે ઉપરથી તમોને દ્રુપદીને પાંચ પુરુષને પરણી તેમ છતાં કેમ સતી ગણાઇ એ તમારૂં પ્રષ્ણ પણ શંકા કરવા યોગ્ય ખરૂં છે, પણ દ્રુપદીને મોહોટા પુરૂશોએ સતી કહી છે તે ખરૂ કહ્યું છે ને તે સતીજ છે. કેમકે દ્રુપદી એક પુરૂશને પરણીને અગ્નીમાં પડી, તે અગ્નીમાંથી પાછી સજીવન નીકળીને બીજા પુરૂશને પરણી. એ રીતે એક એકને પરણીને દ્રુપદી અગનીમાં પડી બાહાર નીકળી બીજાને પરણી છે. વળી પોતાના પાંચ પીઉને ત્યાં વારો ચાલતો હતો તે વારે પણ એક પીઉનો વારો પુરણ થયા પછી અગનીમાં પડીને તેમાંથી સજીવન નીકળી બીજાને ત્યાં રેહેતી હતી. આ વારતા તમે ઘણાએક કથાવાળાને મોઢેથી સાંભળી હશે. હવે જુઓ કે એને એ દેહે એકથી બીજાનો કર ઝાલ્યો હોત તો તેને સતી ગણાત નહિ, પણ અગનીમાં પડી એટલે તે મરણ સંસ્કાર થયો, ગણાય, ને અગનીમાંથી બાહાર નીકળી તે ફરી જન્મ ધર્યા તુલ્ય થયું. તે પછી એ બીજાને વરી માટે એકથી બીજો પુરૂશ એને એ દેહે થયો નથી માટે તે સતિ છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## પંદર તથા સોળ કળા વિષે પ્રષ્ણ. ૧૬

સંવત ૧૯૪૪ ના આસો માસની સુકલ પક્ષ સપ્તમીને દીવસે વ્યાસજી વલ્લભરામ, તુળશીદાસને ઘેર ભાવાર્થ પ્રકાશ ગ્રંથની કથા વાંચતા હતા, તે કથા થયા પછી એક જણે વ્યાસજીને પુછ્યું.

હે માહારાજ રામચંદ્રજી પંદર કળાના ને શ્રી કૃષ્ણજી સોળ કળાના ઘણા ગ્રંથોમાં કહ્યા છે. તે ઉપરથી હું પુછું છું કે રામજી કરતાં એક કળા શ્રી કૃષ્ણમાં વિશેષ છે તે કેઈ કળા વિશેશ છે તે કૃપા કરીને કહો.

### ઉત્તર. ૧૬.

વ્યાસજી—જુઓ ભાઈ શ્રી કૃષ્ણજીમાં પર મન હરણની કળા વિશેશ હતી, એ કળા શ્રી રામચંદ્રજીમાં ન્હોતી ને શ્રી કૃષ્ણજી પરાયા મનને આકર્ષણ કરી શકતા હતા. એ કળા સોળમી હતી. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## હર હરી આરાધન કરતા તેનું પ્રષ્ણ. ૧૮

દોહરો.

શંકા ઉઠી ઉરમાં, ઉત્તર દેજો આપ,
રામ ક્રષ્ણ ને શીવજી, જપતા કોનો જાપ.

અર્થ—હે મહારાજ જગતના ઘણાએક પ્રાણી શ્રી રામ ક્રષ્ણ ને શિવજી તેજ વિશ્વપતિ આદ્ય ધણી છે એમ કેહે છે તે ઉપરથી હું એમ પુછું છું કે એજ આદ્ય ધણી છે ને એમનો ધણી કોઈ નથી, તો રામજી તથા શ્રી ક્રષ્ણજી તથા કૈલાશપતિ શ્રી માહાદેવજી તે આરાધન એટલે ઉપાસના કરતા તે કોની કરતા હતા અને માહાદેવજી તપ કરતા તે કોનું કરતા જો કદી આપ એમ કેહેશો કે શીવજી રામક્રષ્ણની ઉપાસના કરતા ને રામક્રષ્ણ શીવજીની ઉપાસના કરતા તો તે સંભવશે નહિ, કેમકે અન્યો અન્ય ઉપાસના કરવાથી શું લાભ હતો એ હર હરિ સરખાજ હતા કાંઈ કોઈ ન્યુનાધિક ન્હોતા. માટે અન્યોઅન્ય ઉપાસના કરતા હતા તે પણ સંભવશે નહિ.

### ઉત્તર ૧૮

વ્યાસજી—જુઓ ભાઈ રામક્રષ્ણ વિષ્ણુ બ્રહ્મા શિવજી એઓ આરાધન કોનું કરતા હતા ને એમને માથે કોઈ અધિક હતું કે નહિ તે ભાવાર્થ પ્રકાસ ગ્રંથ વાંચી જોવાથી જણાશે. માટે આ પ્રષ્ણનો ઉત્તર કરવાનું કાંઇ પ્રયોજન નથી.

## ચાર તથા હજાર હાથ વિષે. પ્રષ્ણ ૧૯

હે માહારાજ ઘણાએક એમ કહે છે કે ચાર હાથનો ધણી મ્હારે માથે બેઠો છે, વળી એમ પણ કેહે છે કે હજાર હાથનો ધણી બેઠો છે, ત્યારે હે મ્હારાજ ચાર હાથવાળા તે કિયા પ્રભુ, ને હજાર હાથવાળા તે કિયા પ્રભુ.

### ઉત્તર ૧૯

વ્યાસજી—આ તમારા પ્રષ્ણનો ઉત્તર ભાવાર્થ પ્રકાશમાં છે માટે તે ગ્રંથ જોવાથી ખુલાસો થશે.

## આકાશ થયા વિષે પ્રષ્ણ ૨૦.

હે મહારાજ ઘણાએક પ્રાણી એમ કહે છે કે આદ્ય બ્રહ્મથી પ્રકર્તિ પુરૂષને તે પ્રકરતી જે માયા તેના ત્રણ ગુણ રોજસ, તામસ ને સત્વ આ ત્રણ ગુણની માયાવડે તમોગુણી અહંકારથી શબ્દ ગુણવાળુ આકાશ ઉત્પન્ન થયું, આકાશ એટલે પોલાણ. પોલાણ એટલે જ્યાં કાંઈ નહી તે પોલકાર તેવું

આકાશ થયું. એમ ઘણા વિદ્વાનો કેહે છે પણ તે સંભવતુ નથી. કેમકે આકાશ તે પોલાણ, તે પોલાણમાં પ્રથમ શું ભરેલું હતું ને પોલાણ ન્હોતું, જો કાંઈ ભરેલું હતું તો તે કયાં કાહાઢીને નાખ્યું, વારૂ આ પોલાણ વિના શું બીજું પોલાણ હતું ? વળી પોલાણ પ્રથમ ન હોય તોજ પોલાણ થયું એમ કેહેવાય, નીકર હોય તેને થયું કહે તે સંભવે નહી. માટે હે માહારાજ આ પ્રષ્ણનો ઉત્તર કરો.

## ઉત્તર ૨૦.

વ્યાસજી—જો ભાઈ જે પ્રાણી આકાશ થયું કેહે છે તે તેમના સમજવામાંજ નથી જો સમજવામાં હોય તો થયું એમ કહેજ નહિ. જો ભાઈ હાલના વિદ્વાનો વિદ્યા ભણી ગયા છે પણ તે વિદ્યા ભણ્યા તે ભણતરનો વિચાર કાંઈ કર્યો નથી. ને તે ખરૂં છે કે ખોટું છે તેનો કયાસ કીધો નથી. જેમકે એક બ્રાહ્મણના પુત્રને રાજાના પુત્ર સાથે મીત્રાઈ હતી તે બંને મીત્ર ભેગા થાય ત્યારે બ્રાહ્મણનો પુત્ર પુછે કે ભાઈ આજ તમો શું જમ્યા ? ત્યારે તે રાજાનો પુત્ર કહે કે આજ તો હું બરફી જમ્યો, ત્યારે બ્રાહ્મણના પુત્રે કહ્યું કે બરફી કેવી હોય ત્યારે રાજાના પુત્રે કહ્યું કે ચોખંડા ઢેપાં હોય. તે સાંભળી બ્રાહ્મણના પુત્રે પોતાની માને જઈ કહ્યું કે મને ચોખંડા ઢેપાં હોય છે તેવી બરફી કરી આપ. ત્યારે તે બ્રાહ્મણના પુત્રની માતાએ ગરીબ અવસ્થાને લીધે તથા પુત્રને સંતોષ પમાડવાના હેતુથી ચોખંડા ઢાકળાં કરી પુત્રને જમાડયો, એટલે બ્રાહ્મણનો પુત્ર સમજ્યો ને જાણ્યું કે આ બરફી, આ રીતે એને ઢાકળાં તે બરફી નીશ્ચે થઈ. એ રીતે વિદ્વાનો પણ જે ભણતા ભણતા ભણી ગયા ને તેના અર્થ કરતા કરતા કરી ગયા તેજ માંની બેઠા. પણ જેમ આકાશ થયા વિશે તે વિચાર કરી જોયો તેમ તે હાલના વિદ્વાનો વિદ્યાના વચનોનો વિચાર કરી જોતા નથી, માટે જેમ ભણ્યા તેમનું તેમ સદા બોલે જાય છે.

હવે જો ભાઈ આકાશ (પોલાણ) અનાદી છે છેને છે. જેમ પરમાત્મા અનાદી છે તેમ છે, ને જો પરમાત્મા અનાદી છે તો પરમાત્માને અવકાશ માટે આકાશ હોવું જોઈએ. કદી કોઈ એમ કેહેશે કે આકાશમાં તો ભરપુર બ્રહ્મ હતા, તો શું હાલ બ્રહ્મ ખશી ગયા છે ? જો હાલ ખશી નથી ગયા ને અનાદીથી ભરપુર છે તો આકાશ થયું એમ કેહે છે તે ખોટુંજ છે. ભરપુર બ્રહ્મ છે તો પછી અવકાશ મળે તેવું આકાશજ નથી એમ શીદ્ધ થાય છે. માટે હે જીજ્ઞાશું આકાશ અનાદીથી છે; એટલે પોલાણ અનાદીથી છે. એટલે જયાં કાંઈજ નથી તેનું નામ પોલાણ અને પોલાણ તેજ આકાશ. ફક્ત બ્રહ્મની ગતી આ આકાશમાં ( પોલાણમાં ) સવળે છે, પણ તે ગતી અવકાશમાં રોકે નહી તેવી છે જેમ દીવાનો પ્રકાશ આખા ઘરમાં હોય છે પણ તે

પ્રકાશ આપણુને રોકાણકર્તા નથી. તેમ બ્રહ્મની ગતી કોઇને આડકર્તા નથી. માટે આકાશ એટલે પોલાણ અનાદીનું છે, એજ તારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## જ્ઞાન તે શું તે વીષે પ્રષ્ણ ૨૧.

### દોહરો.

જ્ઞાન શબ્દ સૌકો કહે, તેની શંકા આજ;
કેટલી જાતી જ્ઞાન છે, ઉત્તર દો મહારાજ.

### ઉત્તર. ૨૧.

વ્યાસજી—જો ભાઇ ત્રણ પ્રકારનું જ્ઞાન છે, અને ચોથુ વિજ્ઞાન છે, ( ૧ ) અવિદ્યાજ્ઞાન, એટલે અવિદ્યાનું જે આ જગત તે જગતના જે વ્યવહાર તે વ્યવહારનું જે જ્ઞાન તેનું નામ અવિદ્યાજ્ઞાન છે. ( ૨ ) મધ્યસ્થ જ્ઞાન એટલે અવિદ્યાના વ્યવહારમાં રહ્યા થકા મધ્યસ્થ માયાના જે ઇશ્વિરો તે ઈશ્વર સબંધી જે જ્ઞાન તેને અમો મધ્યસ્થ જ્ઞાન કહીએ છીએ. ( ૩ ) વિદ્યા જ્ઞાન એટલે વિદ્યા માયાના જે સગુણ બ્રહ્મ તે સગુણ બ્રહ્મ સુધીનું જે જ્ઞાન તેને વિદ્યા જ્ઞાન કહીએ છીએ. આ રીતે અવીદ્યા જ્ઞાન મધ્યસ્થ જ્ઞાન અને વિદ્યા જ્ઞાન કહીએ છીએ.

વળી આ ત્રણ પ્રકારનું જ્ઞાન બીજી રીતીથી પણ છે તે સાંભળ. ( ૧ ) અવિદ્યા જ્ઞાન એટલે વ્યવહારમાં અનીતિ ભરેલું જે જ્ઞાન તે અવિદ્યા જ્ઞાન છે, જેમ કે પૈસો પેદા કરવો પણ તે કપટથી, ચોરીથી, ઠગાઇથી, કે બદદાનતથી તેનું નામ અવિદ્યા જ્ઞાન છે. ( ૨ ) મધ્યસ્થ જ્ઞાન એટલે આખી અનિતીએ નહી તેમ આખી નિતી પણ નહી. જેમકે એક મણુ તોળવા માંડયું તેમાં શેર અદશેર પોતાના લાભ સારૂ ઓછું તોળવું યા પોતાના લાભ સારૂ વીશેશ તોળવું, વળી આટામાં લુણ સમાય તેટલો કપટ ભાગ રાખી કાર્ય કરવાં તે મધ્યસ્થ જ્ઞાન છે ( ૩ ) વિદ્યા જ્ઞાન તે કીંચીત માત્ર પ્રપંચ નહી ને સત્ય પ્રમાણે સકળ કાર્ય કરવાં તે વિદ્યા જ્ઞાન છે.

વળી આ ત્રણ જ્ઞાન ત્રીજા પ્રકારે છે. ( ૧ ) અવિદ્યા જ્ઞાન એટલે કાળા અક્ષરને કુટી મારે તેનું નામ અવિદ્યા જ્ઞાન છે. ( ૨ ) મધ્યસ્થ જ્ઞાન એટલે વ્યવહારીક વિદ્યાભ્યાસ કર્યો હોય તે મધ્યસ્થ વિદ્યાજ્ઞાન છે. ( ૩ ) વિદ્યા જ્ઞાન તે વેદ શાસ્ત્રની વિદ્યાનો અભ્યાસ કરેલો તે વિદ્યા જ્ઞાન છે. ( ૪ ) વિજ્ઞાન એટલે જે વેદશાસ્ત્રોથી થએલાં સીદ્ધાન્તો અને તે સીદ્ધાન્તોનું સીદ્ધાન્ત વિરોધીપણુ નહિ રહે તેવું સિદ્ધાન્ત એટલે સિદ્ધાન્તોનું તે વિજ્ઞાન છે. સીદ્ધાન્તોનું સીદ્ધાન્ત એટલે જેમકે વેદશાસ્ત્રોના આધારે પરમેશ્વર નીર્ગુણ છે એમ સીદ્ધ થાય છે તેમ સગુણ છે એમ પણ સીદ્ધ થાય છે, તે વેદશાસ્ત્રોની વિદ્યાના

સીદ્ધાન્ત છે. તેવાં સીદ્ધાન્તો એકએકથી વિરૂદ્ધ છે કેમકે નીરગુણ અને સગુણ એ બેઉ સીદ્ધાન્ત વેદશાસ્ત્રના આધારે છે, પણ તે બેઉ સીદ્ધાન્ત એક એકથી વિરૂધ છે. તે સીદ્ધાન્તોનું વિરૂધીપણુ નહી રેહેતાં તથા એકે સીદ્ધાન્ત ખોટું નહી થતાં વિવેકમાં તથા ન્યાયમાં તથા અનુમાને અનુભવમાં આવે તેવું જે સીદ્ધાન્ત નીકળે તે સીદ્ધાન્તનું નામ વિજ્ઞાન છે. વળી વિજ્ઞાન એટલે વેદ શાસ્ત્રની વિદ્યા જ્ઞાનથી જે વિશેષ જ્ઞાન તે ભાવાર્થી જ્ઞાન તેજ વિજ્ઞાન છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

## ચાર રામ વિષે પ્રષ્ણ: ૨૨

એક રામ તો ગટગટ બોલે, એક રામ દસરથ ઘર ડોલે;
એક રામકા સકલ પસારા, એક રામ તો સબસે ન્યારા.

અર્થ. એક રામ તો ગટગટ બોલે, એટલે સર્વ જીવોના ગટમાં બોલે છે તે એક રામ છે. અને બીજો એક રામ દસરથ ઘર ડોલે, એટલે રાજા દસરથને ઘેર કૌશલ્યાજીના સૂત કેહેવાયા તે એક રામ છે. વળી ત્રીજા એક રામકા સકલ પસારા, એટલે આખા વિશ્વમાં વ્યાપી રહ્યા છે તે એક રામ છે. ને ચોથા એક રામ તો સબસે ન્યારા, એટલે એક રામ આ ત્રણ રામ કહ્યા તે ત્રણથી તથા બધા વિશ્વથી ન્યારા છે તે એક રામ છે. આ રીતે ચાર રામ કોઈ મોહોટા પુરૂષે કહ્યા તે પરમેશ્વરનેજ રામ કહેલા છે. માટે પરમેશ્વર તો એક છે ને આતો ચાર રામ કહ્યા તે કેહેનારા પુરૂષનો કહેવાનો શો હેતુ હશે, ને શું સમજીને ચાર રામ કહ્યા છે ને કહ્યા છે તો તે શા પ્રકારે સંભવે છે તે કૃપા કરીને કહો.

## ઉત્તર ૨૨.

વ્યાસજી—જુઓ ભાઇ કેહેનારા પુરૂષે તો સમજીને યથાર્થ કહ્યું છે. જુઓ કે, રામ જે ન્યારા કહ્યા છે તે મુળરૂપ પરમેશ્વરને કહ્યા છે તે પરમેશ્વર આ સકળ વિશ્વથી ન્યારા છે તે સત્ય છે અને તે રામથી પછી ત્રણ રામ કહ્યા છે, તેમાં એક રામ ગટગટમાં બોલે છે કહ્યા તે આ વિશ્વના સકળ પ્રાણીયોમાં બોલે છે તે ન્યારા જે રામ કહ્યા તે રામનું પ્રતીબીંબ પડેલું તે પ્રતીબીંબ પણ રામ કેહેવાય, કેમકે જેમ ચંદ્રનું પ્રતીબીંબ તેને પણ ઘણાક કેહે છે કે ચંદ્ર છે જુઓ કે આ દેહોરૂપી કુંડા છે તેમાં જે પર્માત્મા જ્ઞાનરૂપ છે તે જ્ઞાનરૂપનું પ્રતીબીંબ જ્ઞાનરૂપ જેવુ છે તેથી તેને પણ જ્ઞાનરૂપ પર્માત્મા ( રામ ) કેહેવાય, જેમકે ચંદ્રનું પ્રતીબીંબ કોઈ કુંડામાં પડયું હોય તે પછી કોઇને પુછીએ કે આ કુંડામાં શું છે. તો તે એમ કેહેશે કે ચંદ્ર છે જો તે પ્રતીબીં-

બને પણ ચંદ્ર કેહેવાય છે. એ રીતે જે મુળરૂપ રામ તે રામના કુંડારૂપી દેહોમાં પ્રતીબીંબ પડેલા તે પ્રતીબીંબ ગઠેગટમાં બોલવા ચાલવા વિગેરેની ક્રીયા કરી શકે છે તેથી તેને પણ રામ સમજીને એક રામ તો ગટગટ બોલે એમ કહ્યું છે. વળી એક રામ દસરથ ઘર ડોલે તે જે રાજા દસરથને ઘેર જન્મ ધારણ કર્યો તેજ રામને રામ કહ્યા છે ને તે રામ કેવે પ્રકારે કહ્યા કે મુળ રામનું જે પ્રતીબીંબ સર્વ પ્રાણીમાં છે તેવુંજ તે રામજીમાં છે. પણ બીજા પ્રાણીયોમાં જે પ્રતીબીંબો તે વિકારને પામેલા ને કૌસલ્યા પુત્ર જે રામ તે રામનું પ્રતીબીંબ તે નીરવિકારી; વળી તે રામ સગુણ બ્રહ્મ ાા અંશ સહિત વિષ્નુદ્વારા ભોમીનો ભાર ઉતારવાને થએલા તેથી તે રામ આ સઘળા રામથી જુદી રીતના છે માટે તે રામને જુદા ગણે છે ને જુદા ગણીને એક રામ દસરથ ઘર ડોલે એમ કહ્યું છે હવે એક રામકા સકલ પસારા તે જે મુળ સ્વરૂપ રામ તે રામની જ્ઞાન ગતી આખા વિશ્વમાં વ્યાપક છે એટલે પસરી રહેલી છે તે ગતી ઉપર દ્રષ્ટી રાખીને સકલ પસારા કહ્યું છે. જેમકે ચંદ્ર અને ચંદનો પ્રકાશ તે પ્રકાશ સકળ ઠામે છે તે પ્રકાશ તે ચંદ્રની ગતિ છે તે ચંદ્રની ગતિ તે ચંદ્ર તુલ્યજ છે ને તે ચંદ્રજ છે એમ પણ માની શકાય એવે પ્રકારે મુળરૂપ જે રામ તેની ગતીને રામ માનીને એક રામકા સકલ પસારા એમ કહ્યું છે.

જીજ્ઞાસુ—હે માહારાજ તમોએ એક રામકા સકલ પસારા એટલે મુળરૂપ જે રામ તે રામની જ્ઞાન ગતી સકળ સ્થળે વ્યાપીને રહી છે એમ કહ્યું તેમાં શંકા થાય છે. જુઓ કે જ્ઞાનગતી સઘળે વ્યાપીને રહી છે ત્યારે સકળ પ્રાણી માત્ર તે ગતીથી ક્રીયા કરી શકે છે. તેવી રીતે કાષ્ટ પાષાણાદીકમાં ગતી છે તો કાષ્ટ પાશાણાદીક કેમ કાંઈ ક્રીયા કરી શકતા નથી.

વ્યાસજી—જો ભાઇ જે દેહોમાં એટલે પંચભુતોનો મીશ્રીત થયેલો જે દેહ તેમાં જ્ઞાન સત્તા તથા ચૈતન્ય સત્તા પડવાથી તે દેહો જ્ઞાનવાન તથા ચૈતન્યવાન થઈ ક્રીયા કરી શકે છે. જેમકે આગગાડીનું જે ઈજીન તેનો યુકતીએ યુકતીએ બાંધો બાંધીને પુદગળ કર્યું છે તે વરાળથી ક્રીયા કરી શકે છે. હવે તે વરાળ ઈજીનની બાહાર કાહાડી નાંખે છે ત્યારે તે વરાળથી શું ક્રીયા થાય છે. કાંઈજ નથી થતી, તે પ્રકારે આ પંચભુત મીશ્રીત દેહરૂપી જે ઈજીન અને તેમાં વરાળરૂપી જે ચૈતન્ય સત્તા છે, તેથી ક્રીયા થઈ શકે છે ને જેમ એકલી વરાળથી ક્રીયા થતી નથી તેમ એકલી ચૈતન્ય ગતીથી પણ કાંઈ ક્રીયા થતી નથી. એ રીતે બોલવા ચાલવાની ક્રીયા થઇ શકે છે તે દેહના બંધારણે ચૈતન્ય સત્તા ક્રીયા કરી શકે છે, વળી એકલી વરાળ કાંઈ ક્રીયા કરી શકતી નથી તેમ દેહ વિનાની જે ચૈતન્ય સત્તા તે કાંઇ ક્રીયા

કરી શકતી નથી. તેમાં પણ વરાળ ઝીણીઝીણી થઈ ફેલાએલી હોય તે કાંઇજ કરી શકે નહી. ને ઘણી વરાળ ભેગી થએલી એક ટોળે હોય તો તેનાથી કાંઇક પણ થઈ શકે. જેમકે ઇજીનમાં ઘણી ભેગી થએલી વરાળ ઇંજીનને ચલવી શકે છે તેમ વિશેષ વરાળ મળેલી હોય તો તે ક્રીયા કરી શકે છે, તેમ છતાં ઇંજીનમાંથી ભેગી થએલી સામટી સાથેજ ઓચીંતી બાહાર નીકળે તે વરાળ કાંઈક ક્રીયા કરી શકે છે. જેમકે ઇંજીનની વરાળ કાહાડી નાંખવાનું દ્વાર જ્યાં હોય તેની સજડ કોઇ ઉભુ રહ્યું હોય તો તે વરાળ તેને ધકકો મારી બહાર નીકળી જાય છે તે ધકકો મારી શકે તેટલી તે ક્રીયા કરી શકે છે. વળી તે વરાળ એકદમ નીકળતાં બાળી પણ શકે છે. તે પછી તે વરાળ ઝીણીઝીણી થઇ ફેલાય છે તો તે ફેલાએલી વરાળ ધકકો મારી શકતીઃનથી તેમ દઝાડી શકતી નથી એ રીતે દેહમાની ચેતન્ય સત્તા તે બોલવા ચાલવા વિગેરેની ક્રીયા કરી શકે છે, ને ફેલાઇ રહેલી ચેતન્ય સતા પુદગળના બંધારણ વિના કાંઇજ ક્રીયા કરી શકતી નથી, પણ જો ઇંજીનની મહી જે વરાળ છે તેનું નામ વરાળ છે, તેમ બહાર નીકળી ફેલાઇ જાય છે તે પણ વરાળ છે, એ રીતે મુળરૂપ રામની ગતી ગટગટમાં બોલે છે તેને પણ રામ કહ્યા ને મુળરૂપ રામની ગતી ફેલાઇને રહેલી તે પણ રામ છે એમ કહ્યું. એ રીતે ચાર રામ કહ્યા છે.

---

## ન્યારા પરમેશ્વર કયે સ્થળે છે તે પ્રષ્ણ ૨૩.

ચોપાઈ.

આદ્ય રામ પરમેશ્વર જેહ, ક્રીયા સ્થળમાં રહે છે તેહ.

અર્થ—હે માહારાજ આદ્ય રામ જે પરમેશ્વર છે, તે પરમેશ્વર કીયે સ્થળે રેહેતા હશે, તે કૃપા કરીને કહો.

### ઉત્તર ૨૩.

વ્યાસજી—જો ભાઈ જે સગુણ બ્રહ્મ તે આ વિશ્વને વ્યાપીને દસ આંગળ ઉંચા રહેલા છે તો પરમેશ્વર જે સગુણ બ્રહ્મથી ઉંચી પદવીવાળા તે તેનાથી પણ ઉંચ સ્થળે હોય એમ નીશ્ચે થાય છે, સગુણ બ્રહ્મ વિશ્વને વ્યાપીને દસ આગળ ઊંચા રહેલાં છે તેનું પ્રમાણ નીરાકાર સાકરની શંકામાં ભાવાર્થ પ્રકાશ નામના ગ્રન્થ વિશે આપેલું છે. તે પ્રમાણથી સગુણ બ્રહ્મ વિશ્વથી ઉંચે સ્થળે છે તો પછી તેમનાથી જે પરમેશ્વર ઉંચી પદવીના તે ઉંચે સ્થળે હોય એમ નીશ્ચે થાય છે. વળી વ્યવહાર રીતીમાં પણ જો કે કોઈ પ્રાણી જે વેળા ઇશ્વર આરાધના કરે છે અથવા ઓચીંતા ઇશ્વરને સંભારે છે તો તે વેળા તર્તજ ઉચુ જોઇને ઇશ્વરનું આરાધન કરે છે ને પરમેશ્વરને

સંભારતાંજ સહુ પ્રાણીની દ્રષ્ટી તર્તજ ઉંચી જાય છે માટે પરમેશ્વર આ વિશ્વથી ઉંચે સ્થળે છે એ અનુભવ શીદ્ધ નીરસંશય છે. એજ તારા પ્રષ્ણનો ઉત્તર છે.

## તેજોમય કહે છે તે વિષે પ્રષ્ન ૨૪.

દોહરો.

મહારાજા મેં સાંભળી, ઘણા મુખની વાત;
કોટાણુ કોટી સુર્યના, તેજોમય મુળ નાથ.

અર્થ—હે માહારાજ જગતમાં ઘણા એમ કેહે છે કે મુળનાથ જે પરમેશ્વર છે તે કોટાણુ કોટી સૂર્યના તેજ જેવા તેજોમય છે તે કેમ?

### ઉત્તર ૨૪

વ્યાસજી—પરમેશ્વર તેજોમય છે તે વાત ખરી છે. પણ તે તેજ મહદાકાશના આછાદનને લીધે આ વિશ્વમાં તે તેજ પડતું નથી. ફકત પરમાત્માની ચૈતન્ય ગતીનું તેજ આ વિશ્વમાં સુર્ય ચંદ્ર તારા અગ્નીદ્વારાએ તેજ વ્યાપક છે. જેમ આપણા ઉપર વાદળાં છવાએલાં હોય છે. તે વાદળાને લીધે સુર્ય કે સુર્યનો ખરો પ્રકાશ જે તડકો આપણાથી દેખાતો નથી તેમ મહદાકાશના આછાદનને લીધે પરમેશ્વરનું ખરૂં તેજ ને પરમેશ્વરનું સ્વરૂપ દેખાતું નથી. ને જેમ વાદળાં છતાં ઉજાસ રેહે છે તેમ જેમના તેજનું તેજ હોય છે તેમ પરમેશ્વરના તેજનું તેજ આ વિશ્વમાં પડેલું છે. પણ આ વિશ્વમાં પરમેશ્વરનું તેજ તેમ પરમેશ્વરનું સ્વરૂપ દેખાતું નથી. વળી પરમેશ્વર તેજોમય છે તેમ જ્ઞાનોમય છે અને તે વિશે પુર્ણ ખુલાસો ભાવાર્થ પ્રકાશ નામના ગ્રંથમાં આપેલો છે. તે વાંચવાથી પુર્ણ શાંન્તી થશે.

## શા આધારે પૃથ્વી તે વિષે પ્રષ્ણ ૨૫.

સંવત ૧૯૪૫ કારતક વદી ૪ ને દીવસે શા. ચુનીલાલ ત્રીભોવનદાસ ટોકરશાની પોળનાએ વ્યાસજી વલ્લભરામના મુકામે આવી પ્રષ્ણ પુછયું.

દોહરો.

શંકા ઉઠી ઉરમાં, પડીયો મ્હા વિચાર;
પૃથ્વી નવખંડ સૌ કહે, તે શાને આધાર.

અર્થ—હે મહારાજ માહારો પ્રષ્ણ એવો છે કે આ પૃથ્વી શાને આધારે રહી છે. જો એમ કહેશો કે પૃથ્વીની નીચે જળ છે, ને તે જળ ઉપર કાચબ છે તે કાચબ ઉપર રહી છે. અથવા શેશનાગની ફેણા ઉપર રહી છે તો તેમાં

પણ એવી શંકા છે કે તે કાચબ અથવા શેશ તે શા ઉપર છે. કદી કહેશો કે તે જળ ઉપર રહ્યા છે તો તેમની નીચેનું જળ શા ઉપર રહેલું છે તે જળની નીચે પૃથ્વી છે એમ કહેશો તો તે પૃથ્વી શાના ઉપર રહેલી છે, એ રીતે શંકાનો છેડો જ આવશે નહિ. માટે યથાર્થ આ ઉત્તર ન્યાયમાં ઉતરે તેવો કરો.

## ઉત્તર. ૨૫.

વ્યાસજી—જુઓ ભાઈ પૃથ્વીને જળ બેઉ શેળભેળ મીશ્રીત છે, કાંઇ પૃથ્વીને જળ જુદાં નથી જે પૃથ્વી ઉપર જળ દેખાય છે તે જળની વાતનું આ પ્રષ્ણમાં પ્રયોજન નથી પણ પૃથ્વીના જળ વિશે તમારી શંકા છે માટે તેનોજ ઉત્તર કરવાનો છે. માટે તે વિશે સાંભળો કે પૃથ્વીને જળ બેઉ મીશ્રીત છે. હવે જે સુર્ય છે તે જળને આકર્શણ કર્તા છે, અને જળ સુર્યથી આકર્શણ થાય છે એતો સર્વના જાણવામાંજ છે. માટે જુઓ કે જે પૃથ્વીના મીશ્રીત જળ છે તે જળનું સુર્ય આકર્શણ કરે છે તેથી તે જળ સુર્ય ભણી ખેંચાય છે, પણ ભેળી પૃથ્વી છે તેને લીધે જળથી ખેંચાઇને સુર્યમાં જવાતું નથી તેમ પૃથ્વી જળના ભેળી રેહેવાથી પૃથ્વીથી નીચે પડી જવાતું નથી જેમકે ચમક પહાણ લોઢાની ધાતુને ખેંચી શકે છેજ પણ ચમકની સત્તા કરતાં વધારે વજનમાં લોઢું હોય તો તે લોઢું પુરણ ખેંચાય નહી પણ અંત્રીક્ષ થઈરહે. તેમ આ જળ મીશ્રીત પૃથ્વી સુર્યના આકર્ષણથી અંત્રીક્ષ રહેલી છે, એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## કોઇ મહાત્માના વચનનું પ્રષ્ણ ૨૬.

રામ નામ સબકો કહે, દલસે કહે ન કોય;
એકવાર દલસે કહે, કોટી યગન ફળ હોય.

અર્થ—હે માહારાજ આ વચન સત્ય હશે કે કેમ તે કૃપા કરીને કહો.

## ઉત્તર ૨૬

વ્યાસજી—જુઓ ભાઈ એ વચને પરોપકારાર્થે સત્ય છે. ને રૂચી વચન છે યથાર્થ સત્ય નથી કેમકે યથાર્થ સત્ય હોય તો ઘણી શંકાઓ છે જુઓ એમ કહ્યું કે રામ નામ સબકો કહે એટલે રામનું નામ તો સહુ કેહે છે. પણ ખરા દીલથી કોઈ કેહેતું નથી. જો એકવાર ખરા દીલથી કહે તો તેને કોટી ( કરોડ ) યજ્ઞનું ફળ થાય. હવે જો ભાઈ આ વચન પ્રમાણે સત્ય હોય તો શું આગળના ઘણા ઘણા ધર્મીષ્ટ ને હરીજનો હતા તે શું ખરા દીલથી રામનું નામ લે તેવા નોહોતા ? હતા. તેમ હાલ પણ ખરા દીલથી આખા એક દિવસમાં એકાદ વખત નામ લેનારા શું નથી ? છેજ તેમ છતાં આપણ કેમ અત્યારે

મનથી આદરીએ ને ખરૂ ચિત્ત એટલે ખરા દલથી નામ દેઇએ તો શું ન દેવાય ? દેવાય. જો દેવાય તો એકવાર રામ નામ દીધે કરોડ યગનનું ફળ થાય, અને થતું હોય તો આગળના ખરા ધરમીષ્ટ તથા હરીજનો રામ નામ દેતા તેમને એકવાર રામ નામ દીધે કોટી યજ્ઞના ફળની પ્રાપ્તી થતી હતી તો તેઓ યજ્ઞ કર્તા તે યજ્ઞો કરવાનું કાંઈજ પ્રયોજન ન્હોતું વળી ઘણા દીવસ ભાગતા ત્યારે એક યજ્ઞ પુરો થતોને એક યજ્ઞનુંજ ફળ થતું હતું; વળી ઘણુંક દ્રવ્ય વાવરતા હતા. ત્યારે યજ્ઞ થતો ત્યારે તેઓ ખરા દીલથી. એકવાર નામ દે તો પછી તેમને દ્રવ્ય ખરચીને અને ઘણા દીવસ ભાગીને યજ્ઞ કરવાની કાંઈજ જરૂર ન્હોતી. તેમ છતાં તેઓ યજ્ઞો કરતા માટે એમ સમજો કે એકવાર ખરા દીલથી રામ નામ દીધે કોટી યજ્ઞનું ફળ થાય છે એ વાત ખોટી છે ને રૂચી વચન છે. વળી ખરા દલથી એકવાર રામનું નામ લેઇએ ને કરોડ યજ્ઞનુ ફળ થાય તો એક દીવસમાં ઓછામાં ઓછા સો વખત રામ નામ દેઇએ તો સો કરોડ યજ્ઞનું ફળ થાય, તો આખી ઉમ્મરમાં વિશેશ નહી તો દશ વર્ષ સુધી તો નામ લેવાય. જો તેટલા નામ લેવાય તો અસંખ્ય યજ્ઞનું ફળ થાય, જો અસંખ્ય યજ્ઞનું ફળ થાય તો ઘણા એક પુસ્તકોમાં એમ લખ્યું છે કે એક યજ્ઞના કરનારને સ્વર્ગની ને ઇંદ્રાસનની પ્રાપ્તી થાય છે. તો હવે જુઓ કે રામ નામ લેઈ અસંખ્ય યજ્ઞનું ફળ લેનારને તો કેટલાંક ઇંદ્રાસનની પ્રાપ્તી થાય. આ વાત કેવળ અસંભવિત છે. પણ કેહેનારા પુરૂષે શા હેતુથી કહ્યું છે તે સાંભળ.

કુંડળીયો.

ઘણા ભક્તો કહી ગયા, એકવાર કહે રામ,
કોટી યજ્ઞ ફળ થાય છે, તો શું યજ્ઞનું કામ;
તો શું યજ્ઞનું કામ, નામ એવાં દે કોટી;
કેમ સંભવે વાત, અનુભવે ભાસે ખોટી;
વ્યાસ કહે કરો કયાસ, આશ મ્હોટી દીધી છે;
રૂચી થવાને માટ, વાણ કવિયે દીધી છે;

---

જુઓ ભાઈ જે અજ્ઞાની પ્રાણી રાત દીવસ વ્યવહારમાં કાઢે છે ને એક-પળવારે હરીસ્મર્ણ કરતો નથી તેને રૂચી થવાને અને રૂચી થવાથી હરીસ્મર્ણ કરે એવા હેતુથી કોટી યજ્ઞનું ફળ થવાની લાલચ દીધી છે. જેમકે બાળકને કહીએ કે તું પેહેલી ચોપડી ઉતાવળો ભણી જઇશ તો તને મેહેતાજીની જગો મળશે. વળી અજ્ઞાની બાળકને વિદ્યા ભણવી તે મહા દુઃખદાયક ભાસે છે ને રમવું તે સુખદાયક ભાસે છે, તેમ અજ્ઞાનીઓને ઇશ્વિર સબંધી નામ ભણવું તે દુખદાયક ને નિષ્ફળ ભાસે છે ને વ્યવહારિક કામ સફળ ને સુખદાયક

ભાસે છે. વળી અજ્ઞાનીઓને ઈશ્વર સ્મર્ણ કડવા ઔષદ્ જેવું ભાસે છે. કે ઉદ્યોગ કરવો મુકીને એ સ્મર્ણમાં કયાં વખત ગાળીએ એમ સમજી ઈશ્વર સ્મર્ણ કરતા નથી, માટે તેવા માયા લોભી અજ્ઞાની જીવો છે તેઓને ઈશ્વર સ્મર્ણ કડવા ઔષદરૂપી છે તે જેમ બાળકને ઔષદ્ પાઈએ ત્યારે સાકરની કાંકરી બતાવીએ કે લે ભાઈ આ ઔષદ્ પી જાય તો તને આ સાકર મળે. એમ સાકરની લાલચ આપ્યા વિના તે બાળકરૂપી અજ્ઞાનીઓ ઔષદરૂપી ઈશ્વર સ્મર્ણ અંગીકાર કરે નહી માટે સાકર રૂપી કોટી યજ્ઞનું ફળ બતાવેલું છે. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## જીવ શીવ વિષે પ્રશ્ન ૨૭.

દોહરો.

જીવ શીવ થાએ નહી, શીવ બને નહિ જીવ;
શીવ બને તે જીવ નહિ, જીવ બને નહિ શીવ.

---

અર્થ—હે મહારાજ જે જીવ છે તે શીવ થાય નહી, ને જે શીવ છે તે જીવ થાય નહિ, જો જીવ શીવ થાય તો તે જીવ હોયજ નહી, શીવ હોય તો જ તે શીવ થાય, વળી શીવ છે તે જીવ થાય નહી. જો શીવ જીવ થાય તો તે શીવ હોયજ નહી. જીવ હોય તોજ તે જીવ થાય. તે વિના જીવ તે શીવ થાય નહી ને શીવ તે જીવ થાય નહી. કેમકે કાકરો તે પાણી થાય નહી, ને પાણી તે કાંકરો થાય નહી આ વિશે ઉત્તર કરો.

## ઉત્તર ૨૭.

વ્યાસજી—જુઓ ભાઇ જે જીવ દશાને પામ્યો તેને જીવ કહીએ પણ સરવે ચેતન્યવાન આત્મા છે તે આત્મા પરમાત્માની ગતી છે એટલે પરમાત્માનો અંશ છે. જેમ સમુદ્રનું સ્થીત જળ અને સમુદ્રના ઉપરના ભાગનું તરંગ જળ એટલે વાયુના સ્પર્શ વડે વિકાર પામેલું જળ તે તરંગ જળ છે, તે જળ તરંગ ચઢેલે સમે ઉછળી સમુદ્રની હદ બહાર નીકળીને મીઠાના ચારડા ( એટલે મીઠું પાકે છે તે મીઠાના ચારડા ) હોય છે તેમાં જાય છે તે ચારડાઓમાં તે જળ સ્થંભી રેહેવાથી પછી તે જળ ઠરીને તે જળના મીઠાના કાંકરા થાય છે, જો હવે જે તરંગ જળ તે પણ જળનો ભાગ છે પણ તે વિકાર વાસના સહીત છે વિકાર તે વાયુથી ભેળ થયેલું એટલે વીકાર પામેલું, અને વાસના સહીત તે ઉછળવાની ને જોર કરી સમુદ્રની બહાર નીસરી જવાની ઈચ્છા સહીત તે વાસના સહીત છે, તે તરંગ જળ વીકાર વાસના સહીત છે તેથી તેનું મીઠું થાય છે ને કાકરા રૂપ બને છે. ને સમુદ્રમાં

નીચેના ભાગનું જે સ્થીર જળ એને વાયુ સ્પર્શ કરી શકતો નથી તેથી તે જળ વિકારવાન નથી ત્યારે તે જળનો તરંગ ઉઠે નહિ ને તરંગ ઉઠે નહી તો તેનો કાંકરો બંધાય પણ નહીં, એ રીતે જે સત્ય સ્થીતિના શીવ ( પરમાત્મા ) તે શીવને વાયુ સ્પર્શરૂપી જે માયા તે સ્પર્શ કરી શકતી નથી તેથી તે સ્વરૂપને વાસના પણ થતી નથી, માટે તે શીવ કોઇ કાળે જીવ થતા નથી. અને તે શીવની જે જ્ઞાન ગતી, ગતી એટલે જેમ સમુદ્રના ઉપરના ભાગનું જળ તેનું નામ તો જળ છે પણ તેને તરંગી જળ કેહેવાય છે. તે તરંગી જળ એજ સમુદ્રના જળની ગતી છે તે ગતી જળ ચારડામાં જવાથી તે ગતી જળના કાંકરા બંધાય છે. તેમ જે શીવની ( પરમાત્માની ગતી ) ચારડારૂપી માયાનો ભેળ થવાથી તેનો કાંકરો બંધાય છે. કાંકરો બંધાયા રૂપી તે માયા મીશ્રીત દેહવાળા થાય છે તે જીવ કેહેવાય છે, તે જીવ શીવની ગતીનો અંશ છે. જેમ સમુદ્રના નીરવિકારી જળનો ભાગ તરંગ જળ તે પણ જળનો અંશ છે તેમ જીવ ( આત્મા ) તે પણ શીવની ( પર્માત્માની ગતીનો ) અંશ છે, માટે તે જીવ શીવ થઇ શકે છે જેમ કાંકરારૂપ મીઠું જે થયું તે પાછું જળ, થઇ શકે છે, એ રીતે જીવ શીવ થઇ શકે છે ને શીવનો અંશ જીવ થાય છે. પણ શીવ પોતે જીવ થતો નથી.

જીજ્ઞાસુ—હે મહારાજ આ ઉપરથી તો એમ સીધ્ધ થાય છે કે બ્રહ્મવાદીનું કેહેવું સર્વં ખલવિદં બ્રહ્મ એટલે સઘળુ બ્રહ્મ છે એ સત્ય થાય છે. કેમકે સમુદ્રનું સ્થીત જળ અને તેનું તરંગ જળ તે જળમાં કાંઇ ભેદ નથી. જળ તો એકજ છે ત્યારે સહુ શીવજ છે એમ શીધ્ધ થયું. માટે આ ઠેકાણે તમારો દ્વૈતભાવ અસત્ય થાય છે. કેમકે જેમ દીપક અને દીપકનો પ્રકાશ તેમાં કાંઇ ભેદ નથી એકજ છે. એમ સર્વ બ્રહ્મ છે એ સીદ્ધ થાય છે.

વ્યાસજી—જો ભાઇ અવિવેક દ્રષ્ટીએ તો તે સર્વ જળ એક ભાસે છે પણ ઝીણા વીચારે ને વિવેક દ્રષ્ટીએ જુદુ છે એમ તરત જણાશે, જો કે જળ નામે નામ એક છે. જળ રૂપે રૂપ એક છે પણ તેમાં કેટલો ભેદ છે. તે જો કે પેશાબ છે તે પણ જળ છે ને ગંગાજળ તે પણ જળ છે. હવે એ પેશાબ જળ ઝીણી દ્રષ્ટીએ રૂપમાં જોઇએ તો ગંગાજળ કરતાં જાડપણામાં છે, ગુણમાં જો જોઇએ તો ખારાશ છે. વિકારમાં જોઇએ તો જીભ્યાસ્વાદમાં કંટાળો ઉપજાવતું છે. અને ગંગાજળ ઝીણી દ્રષ્ટીએ જોઇએ તો રૂપમાં પાતળાશ છે, ગુણમાં જોઇએ તો આતસ સમાવતા છે. અને જીભ્યાસ્વાદને હર્ષ ઉત્પન્ન કરતા છે. એ રીતે જળ નામે નામ એક છે પણ ભેદ છે. જેમકે નામથી પશુ નામ એક છે દેહમાં જોઇએ તો સર્વ પશુનો દેહ પંચભુતોથી પણ એક છે પણ વિવેક દ્રષ્ટિએ જોઇએ તો ગાય તે પણ પશુ છે, ને ગધેડી તે પણ

પશુ છે, હાથી તે પણ પશુ છે, ને સસલું તે પણ પશુ છે. પણ તે પશુઓના કલેવરોમાં તથા ગુણમાં તથા કાર્યમાં ઘણાજ ભેદ છે, એ ભેદ જોઇએ નહી ને અવિવેક રાખીએ તો ગધેડી પણ સેવા કરવા યોગ્ય થાય. વળી સ્ત્રી નામે એક છે, તેમાં વિવેક વિના સૌ સ્ત્રીઓ એક છે એમ સમજીએ તો માતા, બેન, ભાણેજી, સ્ત્રી વિગેરે એક જાણી અનીતી કરાય. તેમાં કાંઇ સંશય નહી, માટે વિવેક દ્રષ્ટીએ જોઇશ તો ભેદ છે તે તારાથી સમજાશે. વળી તેં કહ્યું કે દીપક અને દીપકના પ્રકાશમાં કાંઇ ભેદ નથી પણ જો તેમાં પણ ભેદ છે, કે જે દીપક છે તે દહન કરી શકે છે ને દીપકની ગતી જે પ્રકાશ તે દહન કરતા નથી અને દીપક અને દીપકનો પ્રકાશ કાંઇ છુટા નથી સળંગ સુત્ર છે. પણ તે પ્રકાશ દહન કરતા નથી માટે જે પ્રકાશ તે કાંઇ દીપક નથી તેમ તે પ્રકાશ દીપકથી જુદો નથી, પણ દીપકમાં ને દીપકના પ્રકાશમાં ભેદ છે તે વિવેક દ્રષ્ટિથી જણાય છે. જેમ દુધમાં પાણી ભળેલું હોય તે અવિવેક દ્રષ્ટિવાળાને માલમ પડે નહી તેમ તે દુધ પાણી જુદુ પાડી શકે નહિ. પણ હંસરૂપી જે વિવેકી છે તે દુધમાં પાણી મળી ગએલું સળંગ સુત્ર હોય છે પણ દુધને અને પાણીને જેમ હંસ જુદુ સમજે છે, જાણે છે ને જુદુ કરી શકે છે તેમ વિવેકી જુદુ સમજે છે, જાણે છે ને જુદુ કરી શકે છે. એ રીતે જે વિવેકી જ્ઞાની છે તે સળંગ સુત્ર છતાં પણ વિવેકવડે જુદુ સમજી શકે છે ને જુદુ દરસાવી શકે છે. માટે જો શીવમાં ને શીવની ગતીમાં ભેદ છે તેમ જીવને શીવ સ્વજાતી છે પણ તે જીવને શીવ જુદા છે. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

## ભગત ભગવાનનો દેહ તે વિષે પ્રશ્ન ૨૮.

દોહરો.

ઉંચ થઇને ના ભજે, ચાન્ડાળ સરખો તેહ;
નીચ થઈ મુજને ભજે, તે જાણું મ્હારો દેહ.

અર્થ—હે માહારાજ અરજુન ગીતામાં ભગવાને એમ કહ્યું છે કે ઉંચ કુળનો કોઈ પ્રાણી હોય પણ મને ભજતો ન હોય તો તે ચાન્ડાળ સરખો છે. અને કોઇ નીચ કુળનો પ્રાણી હોય પણ તે મને ભજતો હોય તો તે મ્હારો દેહ છે. એમ કહ્યું છે. તે ઉપરથી ઘણી શંકાયો થાય છે, કે કોઈ અનામીક જાતી હોય અને તે રાત દીવસ હરીસ્મર્ણ કરતો હોય તો તે પ્રાણી ભગવાનના વચનથી ભગવાનનો દેહ છે એમ થયું. તો પછી તે અનામીકને આપણ અડકીએ તો તે અડકવાથી કાંઈ બાધ નથી, કેમકે તે તો ભગવાનનો દેહ છે, અને ભગવાનનો દેહ તે તો મ્હા પવિત્ર છે, તો તે નિચ જાતીને અડકવાનો બાધ રહ્યો નહી, એમ સીદ્ધ થાય છે. આ વિષે ખુલાસો કરો.

## ઉત્તર ૨૮.

વ્યાસજી—જો ભાઈ,ભગવાનના વચનનો હેતુ વિવેકથી સમજીશ તો જણાશે. જો કે ભગવાને તો એમ કહ્યું કે નીચ થઈ મુજને ભજે તે જાણું મારો દેહ. એટલે જોકે જે અનામીકનો આત્મા જે ચૈતન્ય તે કર્મે કરીને નીચ દેહમાં પડવાથી નીચ ગણાયો છે પણ તે આત્મા ભગવાનને ભજે તો તે આત્મા ભગવાનનો દેહ છે. કાંઈ નીચના દેહને પોતાનો દેહ ભગવાને કહ્યો નથી. જોકે ભગવાનનું ભજન કરે છે તેજ ચૈતન્ય આત્મા છે તે કરે છે કાંઈ ખોળીયું કરતું નથી, જો ખોળીયું કરતું હોય તો ખોળીયામાંથી આત્મા નીકળી ગયા પછી ખોળીયું કેમ ભજન કરતું નથી. ખોળીયું તો જડ છે માટે ખોળીયું ભજન કરતું નથી. ફક્ત આત્મા ભજન કરી શકે છે તે ભજનના કરનારને એટલે ભજન કરનારો જે આત્મા તેને ભગવાને પોતાનો દેહ કહ્યો છે કાંઈ ખોળીઆને કહ્યો નથી. માટે અનામીકનું જે ખોળીયું તેને અડકાય નહી. ને ભજન જે આત્મા કરતો હોય તે આત્મા ભજન કરવાથી ભગવાનના દેહ જેવો પવિત્ર છે તે આત્માને અડાય, પણ તે આત્મા અડવા જેવો પદાર્થ નથી કે તેને અડી શકીએ અને નીચ ખોળીયામાં ભજવાવાળો આત્મા છે તે આત્માને ભગવાનના દેહ રૂપી પવીત્ર ગણી અંગીકાર થાય પણ ખોળીઆને પવિત્ર ગણાય નહી. તેમ તે અંગીકાર થાય નહી. જેમકે કોઈ નીચના ચુલા-માંનો અગ્ની અંગીકાર થાય એટલે લેવાય, પણ તે ચુલો અંગીકાર થાય નહી એટલે તે ચુલા ઉપર રંધાય નહી. તેમ અગ્ની રૂપી આત્મા તે ભજન કરતો હોય તો તે આત્માને અડાય પણ તે અડવા જેવો પદાર્થ નથી ને ચુલારૂપી જે દેહ તે દેહને અંગીકાર થાય નહિ એટલે અડાય નહિ, એ રીતે નીચ થઈ મુજને ભજે તે જાણું મહારો દેહ એમ ભગવાને કહ્યું છે આ રીતે સવળું સમજીશ તો વિવેક રેહેશે ને વચનના ભાવાર્થને સમજ્યા સીવાય ફક્ત વચનને વળગી રહિશ તો અવિવેક થઈ જશે ને અવિવેક થવાથી અધર્મ થઈ જશે. માટે જે જે વચનો હોય તે તે વચનોને વિવેકથી સમજવું તો યથાર્થ વચનોનો હેતુ જણાશે. એજ તારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## નામ રૂપના નાશ વિષે પ્રશ્ન ૨૯.

સંવત ૧૯૪૫ ના માગસર વદી ૭ ને દીવસે કડીયા મીસ્ત્રી ચકુભાઈ હાઉસાએ વ્યાસજી વલ્લભરામને ઘેર આવીને પ્રશ્ન પુછયું.

દોહરો.

ઘણી જગોએ સાંભળ્યું, નામ રૂપ છે નાશ.
જ્ઞાનરૂપ બ્રહ્મ ગાઓછો, તે મીથ્યા અભ્યાસ.

---

અર્થ—હે માહારાજ તમોએ ભાવાર્થ પ્રકાશ ગ્રંથમાં એમ કહ્યું છે કે જ્ઞાન સ્વરૂપે આકારવાળા પરમાત્મા છે. તો જ્ઞાનરૂપ તે પણ રૂપ થયું, ને પરમાત્મા તે નામ થયું. તે નામ રૂપનો તો નાશ છે એમ ઘણાં શાસ્ત્રાધારે વિદ્વાનોના મુખથી સાંભળ્યું છે ત્યારે તે વિદ્વાનોનું કહેલું ખરૂં કે તમારૂં કહેલું ખરૂં ?

## ઉત્તર ૨૯.

વ્યાસજી—જુઓ ભાઇ આગળના મોહોટા પુરૂશો ઘણાં પુસ્તકોમાં નામ રૂપનો નાશ છે એમ લખી ગયા છે તે ખરૂં છે પણ તે પુરૂશો કીયા નામ રૂપનો નાશ લખી ગયા છે તે સમજો, જો કે જે આ માયાનો દેહ થયો તે દેહના નામ ઉપર જે બીજું નામ આરોપણ કર્યું તે નામનો નાશ છે. કેમકે દેહ નાશવાન છે તો તે દેહ ઉપર જે બીજું નામ ધારણ કર્યું તેનો નાશ છે. એટલે નાશ માનવાપણું છે પણ તે નામનો નાશ નથી, જોકે તમારા દેહનુ નામ ચકુ તે તમારો દેહ જવાથી તમારા દેહના ઉપરના નામનો નાશ થયો. પણ કોઇ બીજા દેહનું નામ ચકુ હશે તે કાંઈ તમારૂં ચકુ નામ નાશ થવાથી બીજાનું ચકુ નામ નાશ થયું નથી. કદી તેવા બધા ચકુના નામોવાળા દેહોનો નાશ થશે પણ ચકુ નામનો નાશ થવાનો નથી, કેમકે ચ—અને—કુ—એ બેઉ અક્ષર નાશ થવાના નથી, જો તે અક્ષરોને નાશવાન કેહેશો તો તે સંભવશે નહિ કેમકે, ક—ખ—ગ—ઘ વિગેરે જે અક્ષરો છે તે નાશ થાય તો તેનું નામ અક્ષર એટલે નાશ ન પામે તેને અક્ષર કેહેવાય છે તેથી તે અક્ષરનો નાશ નથી માટે નામનો નાશ કોઈ કાળે નથી. વળી નામનો નાશ કહીશ તો આત્મા એ પણ નામ છે તે આત્માનો નાશ કોઈ કાળે નથી. જો આત્માનો નાશ કહેશો તો વેદશાસ્ત્ર વીગેરે ઘણાં ગ્રન્થોમાં આત્માને અવિનાશી કહયો છે. તેથી આત્માનો નાશ સંભવશે નહિ. તેમ છતાં નાશ કહેશો તો વેદશાસ્ત્ર જુઠાં થઇ જશે, વળી અવીનાશી જેને કેહેશો તે અવીનાશી તે પણ નામ છે જુઓ તે નામનો નાશ સંભવે નહી કેમકે અવીનાશી એટલે નાશ ન પામે તે અવીનાશી છે, માટે નામનો નાશ સંભવતો નથી, ને જે વસ્તુનું જે નામ છે તે નામ ઉપર બીજુ નામ આરોપણ કર્યું તે નામ તે વસ્તુથી જુદુ પડે છે ને છુટાપણું થઈ જવાથી તે વસ્તુમાંથી તે નાશ પામે છે, તે સત્ય છે, પણ નામ માત્ર નાશ જે કોઇ સમજે છે તે કેવળ અજ્ઞાની છે.

હવે રૂપના નાશનું જે કેહે છે તે પણ ખોટુ છે. જો કે વેદમાં બ્રહ્મને જ્ઞાનરૂપ ચૈતન્યરૂપ આનંદરૂપ એમ રૂપ રૂપ શબ્દ કહયો છે, તો જો કે તે રૂપનો નાશ હોય તો પછી અવીનાશી વસ્તુ કાંઇજ રહી નહી, કદી રેહેતી નથી એમ કેહેશો તો વેદમાં બ્રહ્મને સચ્ચીદાનંદ કેહે છે એટલે સત્ત કેહે છે તે સત કોને કેહે છે કે જેનો કોઈ કાળે નાશ નહિ તેને સત્ત કેહે છે. તે

સતરૂપ જે બ્રહ્મ તે સતરૂપનો નાશ કોઇ કાળે હોય નહી. માટે રૂપ માત્રનો જે નાશ કેહે છે તે પણ ખોટું છે. ને જે કોઈ રૂપનો નાશ કેહે છે તે માયાના રૂપમાંથી થયેલાં રૂપને નાશ કેહે છે. તેમ છતાં જે નામરૂપ માત્રનો નાશ કેહે છે તે કેવળ અવિચારે એક તરફી વચન સાંભળવાથી નાશ કેહે છે.

---

## ભગવાનને થાળ ધરવા વિષે પ્રષ્ણ ૩૦.

હે મહારાજ તમો તથા ઘણાએક ધર્માચાર્યો ભગવાનને ભોજન સારૂં સારી સામગ્રી કરવી ને ધરાવવી એમ ઉપદેશ કરો છો ઠાકોરજી તો ખાતાએ નથી, તે ઘરમાં જેટલા માણસ હોય તેટલાનો હીસાબ ગણીને સરવે હરીજનો સામગ્રી કરે છે. ઘરમાં પંદર પ્રતીમા હોય પણ તેની પેસાભારે સામગ્રી કોઈ ગણતું નથી, ને પોતાને સારૂ કરે છે કેમકે ઠાકોરજી તો જમતા નથી ત્યારે એવી સામગ્રી કરવી ને ઠાકોરજીને ધરવીએ એમ મીથ્યા કોહો છો કે શી રીતે ?

## ઉત્તર. ૩૦.

વ્યાસજી—જુઓ ભાઈ આ પ્રષ્ણનો ઉત્તર અમો કરીશું તો તમને સ્વારથ ભાસશે, તેમ છતાં સંક્ષેપે કહીએ છીએ. જુઓ કે આગળના મ્હોટા પુરૂશો ભગવાનને ભોજન ધરવાનુ કહી ગયા છે તે એવા હેતુથી કે ભગવત નીમીત સામગ્રી કરી ભગવત નામ જેમાં આરોપણ થયું હોય ત્યાં તે સામગ્રી દરસાવરાવીને ભગવાનનું રૂપ જે બ્રાહ્મણો તેમને અરપણ કરવું. એટલે તે બ્રાહ્મણો આરોગે, તેથી ભગવાન આરોગ્યા એમ જરૂર જાણવું. અને તે દેવાર્પણ નૈવેદ બ્રાહ્મણનેજ અર્પણ કરવાનું મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના એકસો ને અઠાવીસમા શ્લોકમાં દેવ પીત્રુને આપવા લાયક વસ્તુ બ્રાહ્મણને અર્પણ કરવી અર્થાત દેવ પીત્રી લેવા કે ખાવા આવતા નથી, માટે દેવરૂપ જે બ્રાહ્મણ તેને દેવું. એટલે ભગવાન જમ્યા એમ થાય છે. અને જે જે પદાર્થ દેવાર્પણ કે કૃષ્ણાર્પણ થયેલાં પદાર્થોના બ્રાહ્મણ વિના બીજી વર્ણને ભોકતા થવાને અધીકાર નથી. અને દેવાર્પણ ભોજન જે કર્યું હોય તે ભોજનથી બ્રાહ્મણ તૃપ્ત થાય તોજ પ્રભુ તૃપ્ત થાય છે. ને બ્રાહ્મણ તૃપ્ત થયા વિના ભગવાન તૃપ્ત થતા નથી તે વિશે દ્રષ્ટાન્તઃ એકવાર પાર્વતી વિષ્ણુ નારાયણને ભોવન પધાર્યાં તે સમે વિષ્નુએ પાર્વતીનું જ્ઞાન જોવા સારૂ હસીને કહ્યું કે હે પાર્વતી એક દીવશ અમોને જમવાને તેડો; ત્યારે પાર્વતીએ કહ્યું કે ભલે માહારાજ, કાલે આપણે ત્યાં પધારજો. ત્યારે ભગવાને કહ્યું કે ઘણું રાંધશો તો હું તૃપ્ત થઈશ. પાર્વતીએ કહ્યું ભલે. જો વધશે તો તમારે છેડે બંધાવીશું. એમ કહી પાર્વતી ગયાં. અને તે વાત માહાદેવને કહી તેથી માહાદેવે કહ્યું કે ભલે. પછી બીજે દીવશે પાર્વતીએ સવાસો માણસ જમે એટલી સામગ્રી કરી, પછી પ્રભુ જમવાને

પધાર્યાં; ત્યાં પાર્વતીએ પ્રેમ પુર્વક પીરસ્યું. તે પછી આગના લેઈ પ્રભુ જમવા લાગ્યા ને જેમ જેમ જમે જાય છે તેમ તેમ પાર્વતી પીરશે જાય છે. એમ કરતાં કરતાં સો માણુસની સામગ્રી પ્રભુ આરોગી ગયા ત્યારે પાર્વતીએ જાણ્યું જે રસોઈ ખુટશે ને માહારી હલકાઈ થશે. એમ ગભરાઈ એકાન્ત માહાદેવની પાસે જઈ માહાદેવને કહ્યું કે હે માહારાજ સો માણુસની રસોઈ તો પ્રભુ આરોગી ગયા હવે પચીસ માણુસની સામગ્રી રહિ છે તે પણ જમી જશે પછી શું પીરશીશું. આ તો આબરૂ જવા જેવું થયું. તવ માહાદેવે કહ્યું કે જાઓ કોઈ એક બ્રાહ્મણને લાવી જમાડી દો. એટલે પાર્વતીએ એક બ્રાહ્મણને લાવી ભોજન કરવા બેસાડયો ને જ્યાં તે બ્રાહ્મણ તૃપ્ત થયો કે પ્રભુને હોટકાર આવ્યા ને પ્રભુ હાથ ધોઇને ઉઠયા, એટલે પાર્વતી કહે કે અરે માહારાજ હજુ તો જમો. ત્યારે ભગવાને કહ્યું હે પાર્વતી. મ્હારૂં રૂપ જે બ્રાહ્મણ તે તૃપ્ત થયો એટલે હું તૃપ્ત થયો. એ બ્રાહ્મણને જમવાની સત્તા રહી નહી એટલે મ્હારી સત્તા જમુ એવી નથી. અર્થાત બ્રાહ્મણ તૃપ્ત થવાથીજ હું તૃપ્ત થાઉ છું. તે વિના હું તૃપ્ત થતો નથી. અને મને ધરેલી સામગ્રી બ્રાહ્મણને જમતાં વધે તેની પ્રસાદી લે તે પ્રસાદ છે. બાકી દેવાર્પણ કે કૃષ્ણાર્પણ કરેલું પ્રસાદ કહી પોતે તૃપ્ત થાય છે, તેને દેવરણીયુ ને અજ્ઞાની જાણવું અને જે પ્રાણી દેવને થાળ ધરાવે તેણે તે પદાર્થ બ્રાહ્મણને આપવો એમ પ્રભુએ પાર્વતીને ઉપદેશ કર્યો. તેવીજ રીતે મનુએ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૧૨૮ ના શ્લોકમાં પણ કહ્યું છે.

માટે દેવના નીમીત જે સામગ્રી કરી હોય તે બ્રાહ્મણને અરપણ કરવાથી દેવતા, વિષ્ણુ વિગેરે તૃપ્ત થાય છે. એ વાત યથાર્થ છે. બાકી જે પ્રાણી દેવ નીમીત્ત સામગ્રી કરી પોતાને કામે લગાડે છે તે સામગ્રી કોઈ કાળે પ્રભુને અરપણ થતી નથી, માટે થાળ ધરાવનારે ઠાકોરને ધરાવી બ્રાહ્મણને અર્પણ કરવું તેણે કરીને વિષ્ણુ દેવતા તૃપ્ત થાય છે. અને જે પોતાને કામે લગાડે છે તે દેવતાનો રણીયો થાય છે. અને આજે થાળ ધરાવીને તે બ્રાહ્મણને જમાડવી આ રીતે જે કરે તેનુ નામ થાળ ધરી સમજવું. એ રીતે અમો તથા ઘણા સમજેલા પુરૂશોનો કેહેવાનો હેતુ છે.

---

## બ્રાહ્મણ વિષે પ્રષ્ણ ૩૧.

સંવત ૧૯૪૫ ના પોસ સુદી ૬ ને દીવશે મારવાડી સોની રાજારામ વસ્તીરામ સ્વસ્થાન મારવાડમાં પાલી. હાલ અમદાવાદના નીવાશીએ વ્યાસજી વલ્લભરામને પ્રષ્ણ પુછ્યું.

દોહરો.

બ્રાહ્મણ બ્રાહ્મણ સૌ કહે, શુરૂ બ્રાહ્મણ તેહ;
શાથી બ્રાહ્મણ જાણવો, તે ટાળો સંદેહ.

---

હે માહારાજ તમો બ્રાહ્મણનો મહીમા જ્યાં ને ત્યાં વધારો છો ને ઘણી ઉપમાં આપો છો અને ત્યાગીનો મહીમા ઘટાડો છો, માટે માહારૂં પ્રષ્ણ એટલું છે કે બ્રાહ્મણ કોને માનવા ને બ્રાહ્મણ શાથી જાણવા.

વ્યાસજી—

श्लोक.

जन्मनाजायतेशुद्ध संस्काराद्वीजमुच्यते
वेदाभ्यासेभवेत्विप्र ब्रह्मजानातीब्राह्मणः ॥

મતલબ સહીત, અર્થ. જુઓ ભાઈ આ શ્લોકના પેહેલા ચરણમાં એમ કહ્યું છે કે, આજના યુગમાં બ્રહ્મયોનીથી જે જીવ ઉત્પન્ન થયો તે જીવને ઉપવિત સંસ્કાર ન થયો હોય તથા તેણે વેદાભ્યાસ ન કર્યો હોય તો પણ તે બ્રહ્મયોનીના મહીમાયે કરીને જનમ્યો તેવારથી શુદ્ધ છે, અને તે સુદ્ધ ગણાય છે અને બીજા ચરણમાં એમ કહ્યું કે ઉપવિત તથા ઉપવિતની સાથે દ્વીજના છ કર્મનો અધીકાર થાય છે ત્યારથી તે દ્વીજ ગણાય છે. અને ત્રીજા ચરણમાં એમ કહ્યું કે વેદાભ્યાસ કરે તો તે વિપ્ર ગણાય છે. ને ચોથા ચરણમાં એમ કહ્યું કે બ્રહ્મને (આત્માને અને પરમાત્માને) યથાર્થ જાણે તે બ્રાહ્મણ ગણાય છે. માટે જુઓ ભાઈ જે બ્રહ્મયોનીથી થયેલાને બ્રહ્મનું જ્ઞાન થાય તેને બ્રાહ્મણ માનવા તથા જાણવા.

રાજારામ—હે મહારાજ અમારા ગુરૂજીનું એમ કેહેવું છે કે સ્નાન સંધ્યા જપ હોમ એવાં એવાં છ કર્મ કરે તેને બ્રાહ્મણ જાણવો.

વ્યાસજી—જુઓ ભાઇ તમારે જે છ કર્મ કહેવાની ઇચ્છા છે તે છ કર્મનો શ્લોક તમને કહી બતાવું છું.

श्लोक.

स्नानं संध्या जपं होमं स्वाधायं पीतृ तर्पणं ।
सर्वेषांचैव द्विजाणां षट्कर्माणि दीनेदीने ॥

જુઓ ભાઈ આ શ્લોકમાં સ્નાન ૧), સંધ્યા ૨), ગાયત્રી જપ ૩), હોમ ૪ ), સ્વાધાયં ૫), અને પીત્રુ તર્પણ ૬), આ છ કર્મ દ્વીજનાં છે, બ્રાહ્મણના નથી. અને બ્રાહ્મણનાં છ કર્મ મનુસ્મૃતિમાં પેહેલા અધ્યાયના ૮૮ મા શ્લોકમાં છે તે જો.

श्लोक.

अध्यापनमध्ययनं यजनंयाजनंतथा ।
दानंप्रतिग्रहंश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

વળી દસમા અધ્યાયનો પંચોતેરમો શ્લોક. તેમાં પણ આ શ્લોકમાં કહ્યા પ્રમાણે કહ્યું છે કે–

श्लोक.

अध्यापनमध्ययनं यजनंयाजनंतथा ।
दानंप्रतिग्रहंश्चैव षट्कर्माणीग्रजन्मनः ॥

આ બંનેનો અર્થ વેદ ભણવો ૧), વેદ ભણાવવો ૨), યજ્ઞ કરવો ૩), તથા યજ્ઞ કરાવવો ૪), દાન આપવું ૫), દાન લેવું ૬), આ છ કર્મ બ્રાહ્મણનાં છે. અને સ્નાન સંધ્યા આદે જે છ કર્મ કહ્યાં તે દ્વીજનાં છે. અને બ્રાહ્મણને દ્વીજના છ કર્મ કરવાની જરૂર નથી તેમ છતાં કરે તો તેને હરકત નથી, પણ જે બ્રહ્મને યથાર્થ જાણે છે તેવો જે બ્રાહ્મણ તેને દ્વીજનાં છ કર્મ બંધન કરતા નથી. માટે બ્રહ્મને જાણનાર જે બ્રાહ્મણ તે કર્મ કરનારના કરતાં શ્રેષ્ટ છે. તે વિષે મનુસ્મૃતીમાં પેહેલા અધ્યાયના સત્તાણુમા શ્લોકમાં કહ્યું છે કે,–

श्लोक.

ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सुकृतबुद्धयः ।
कृतबुद्धिषु कर्त्तारः कर्तषु ब्रह्मवेदिनः ॥

અર્થ. બ્રાહ્મણોમાં શ્રેષ્ટ વિદ્વાન ( વેદશાસ્ત્ર જાણનાર ) અને વિદ્વાનોથી શાસ્ત્રોમાં કહેલાં કર્મ જાણનાર અને કર્મ કરનાર શ્રેષ્ટ છે, અને કર્મ કરનારના કરતાં બ્રહ્મજ્ઞાની ( બ્રહ્મને યથાર્થ જાણનાર ) શ્રેષ્ટ છે.

અર્થાત જુઓ કે મનુએ વિદ્ધાન. તથા કર્મ જાણનાર, અને કર્મ કરનાર, અને જ્ઞાની, આ રીતે જુદે જુદા પાડીને કહ્યા. જો કર્મ કરનાર કર્મ કરે છે તેથી તેને કર્મ કરનાર કહ્યા. અને બ્રહ્મજ્ઞાની એટલે બ્રહ્મને જાણવાવાળો કર્મ કરનારથી જુદો છે માટે તેને જુદો કહ્યો. તેથીજ ઉઘાડુ જણાઈ આવે છે કે જ્ઞાની જ્ઞાનવાન છે, પણ તે કર્મ કરનારો નથી. એટલે તે જ્ઞાની કર્મ કરતો નથી. તેમ છતાં જ્ઞાનવાન છે. તે શ્રેષ્ટછે, એમ કહ્યું માટે જો કર્મ કરનારો જ્ઞાની હોત તો તેને જ્ઞાની કહેત, પણ તે કર્મ કરનારો જ્ઞાની નથી. ફક્ત કર્મ કરી જાણનારો છે. માટે કર્મ કરનાર કહ્યો. અને જ્ઞાની જ્ઞાનવાન છે માટે તેને જ્ઞાની કહ્યો તે જ્ઞાની કાંઈ કર્મ કરવાવાળા નથી; જો તે કર્મ કરવાવાળો હોત તો. કર્મ કરનારાથી જ્ઞાનીને જુદો પાડીને શ્રેષ્ટ કહેત નહીં. માટે જ્ઞાનીને કર્મ બંધન કરતા

નથી. અને જ્ઞાની દ્રીજનાં કર્મ કરવાને બંધાયેલો નથી. અને તે દ્રીજના કર્મ કરવા બંધયેલો હોત તો તે દ્રીજજ કેહેવાત. ને બ્રહ્મને જાણનાર બ્રાહ્મણ (એટલે જ્ઞાની ) તે જ્ઞાનીને કર્મ કરનારથી જુદો પાડીને કેહેત નહી. અને જે છ કર્મ દ્રીજનાં બતાવ્યાં કે સ્નાન સંધ્યા ગાયત્રી જપ વીગેરે જે છ બતાવ્યાં તે છએનું નામ કર્મ છે તે કર્મ જ્ઞાનવાનને બંધન કરતાં નથી. તે વિશે વિચારસાગર ગ્રંથના કર્તા નીસ્ચળદાસે પણ કર્મનું ખંડન કરેલું છે. માટે જેને બ્રહ્મનું જ્ઞાન છે તે બ્રાહ્મણ છે તેને તમો જે સ્નાન સંધ્યા ગાયત્રી જપ વિગેરે કર્મ કરવાને બંધાએલા છે એમ કહો છો તે તમો હજી બ્રાહ્મણમાં કે દ્રીજમાંજ સમજ્યા નથી. ફક્ત દેશની રૂઢી પ્રમાણે બ્રાહ્મણીથી ઉત્પન્ન થયેલાને બ્રાહ્મણ કોહો છો. પણ બ્રાહ્મણમાં તો ચાર પ્રકાર છે. એક તો જનમ્યા ત્યારથી બ્રાહ્મણ કેહેવાય છે. બીજું જનોઈ દીધી તો પણ બ્રાહ્મણ કેહેવાય છે. ત્રીજુ વેદાભ્યાસથી પણ બ્રાહ્મણ દેશની રૂઢી પ્રમાણે કેહેવાય છે, ચોથું બ્રહ્મનું જ્ઞાન થાય છે તો પણ બ્રાહ્મણ કેહેવાય છે. એ તો દેશની રૂઢી પ્રમાણે કેહેવાય છે. જેમકે કોઈ બે બ્રાહ્મણ કોઇ બીજી વર્ણને ત્યાં જમવા જતા હોય તે વેળા કોઈ એમ પુછે કે તમારે કોના ત્યાં જમવા જવું છે ? ત્યારે તે બ્રાહ્મણ એમજ કેહેશે કે શુદ્રને ત્યાં જમવા જવું છે. જુઓ હવે તે વાણીઆને ઘેર જમવા જતો હોય તો શુદ્રમાં જવું છે એમ દેશની રૂઢી પ્રમાણે કેહે છે. પણ તે વાણીયો શુદ્ર જાતી નથી, વૈશ્ય જાતી છે તેમ છતાં હાલની રૂઢી પ્રમાણે ક્ષત્રી, વૈશ્ય, તે સઘળાને સરવે શુદ્ર કેહે છે. પણ કોઈ વગ પાડીને ક્ષત્રી કે વૈશ્ય એમ કેહેતું નથી. તેમજ બ્રાહ્મણમાં પણ દ્રીજ હો કે વિપ્ર હો પણ બધાને દેશ રૂઢી પ્રમાણે બ્રાહ્મણ કેહેવાય છે. તેથી તમો એમ સમજો છો કે દ્રીજ એટલે બ્રાહ્મણ અને બ્રાહ્મણ એટલે દ્રીજ એમ સમજીને દ્રીજનાં છ કર્મ તે સર્વને કરવાનાં સમજો છો. પણ જુઓ કે જે દ્રીજનાં છ કર્મનો જે શ્લોક છે તેમાં સાફ દ્રીજ શબ્દજ લખ્યો છે. ને બ્રાહ્મણનાં જે છ કર્મ, મનુના એ શ્લોકમાં જુઓ, કે સાફ બ્રાહ્મણ શબ્દ લખ્યો છે. તેમ છતા આંખો મીચીને શા સારૂ જુડ જુડ કરો છો ?

રાજારામ—હે મહારાજ તમો સંધ્યા વીગેરે જે છ કર્મ દ્રીજનાં કોહો છો પણ મનુસ્મૃતિમાં બીજા અધ્યાયનાએકસો ને ત્રીજા શ્લોકની ટીકા જુઓ ! એમાં એમ સાફ લખ્યું છે કે જે માણસ ઉભો રહીને પ્રાતઃ કાળની સંધ્યા કરતો નથી તથા બેસીને સાયંકાળની સંધ્યા તથા ગાયત્રી જપ કરતો નથી તેને શુદ્રના જેવો ગણીને બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યના કર્મથી દુર કરી મુકવો અને પશુના સરખો જાણી તેનો સત્કાર ન કરવો. આ રીતે બ્રાહ્મણ આવો શબ્દ ઉઘાડો સાફ લખીને કહ્યું છે, ને કર્મ ન કરતો હોય માટે એને કર્મથી દુર કરવાનું કહ્યું છે. ત્યારે જુઓ કે બ્રાહ્મણને કર્મ કરવુંજ પડે ને દ્રીજ તો પણ બ્રાહ્મણ છે ને બ્રાહ્મણ તો પણ દ્રીજ છે ને તે સર્વને કર્મ સોંપેલાં છે,

જો દ્વીજનેજ કર્મ હોત ને બ્રાહ્મણને દ્વીજ જુદા હોત તો તે મનુએ આ ટીકામાં દ્વીજ એવો શબ્દ કેમ નહી લખ્યો, ને સાફ બ્રાહ્મણ શબ્દ કેમ લખ્યો ?

વ્યાસજી—વારૂ ભાઇ આ મનુસ્મૃતિ તમો કોના સમક્ષ જોઇને સમજ્યા છો ?

રાજારામ—અમારા ગુરૂ પાસે જોઇને સમજ્યા છીએ.

વ્યાસજી—ધન્ય છે તમને ને તમારા ગુરૂને, કે તે ગુરૂએ તમને એકલી ટીકાજ બતાવી ને શ્લોક બતાવ્યો નહીં.

રાજારામ—શ્લોક પણ બતાવ્યો છે.

વ્યાસજી—ભલે ત્યારે મનુસ્મૃતિ લાવો ?

રાજારામ—મનુસ્મૃતિ લો ?

વ્યાસજી—જુઓ આ બીજા અધ્યાયનો એકસો ને ત્રીજો શ્લોક ખરો ? જુઓ આ શ્લોકમાં બ્રાહ્મણ શબ્દ છે કે દ્વીજ શબ્દ છે ?

રાજારામ—દ્વીજ શબ્દ છે, પણ ટીકામાં બ્રાહ્મણ શબ્દ કેમ લખ્યો છે ?

વ્યાસજી—એતો ટીકા કરનારનો દ્રષ્ટી દોશ રહી ગયો હોય અથવા ટીકા કરનારની પાસેના લખનારનો કે છાપખાનામાં કંપોઝ કરનારનો દોશ હોય. પણ મનુએ તો સાફ દ્વીજ શબ્દ લખેલો છે. વળી આગળના ગ્રન્થ કરતાં પુરૂશોએ તો ઘણું સમજી સમજીને ગ્રન્થો કર્યા છે પણ હાલના લાલ્ચ-રીઓરા વિદ્વાનો તથા લખનારા લોકો ફેરફાર કરે તેમાં ગ્રન્થ કરતાનો દોશ નથી. વળી જેમ આ શ્લોકમાં દ્વીજ શબ્દ છે ને ટીકામાં બ્રાહ્મણ શબ્દ લખી નાંખ્યો છે તેમજ ઘણા શ્લોકોમાં પણ હાલના વિદ્વાનો શબ્દ ફેરફાર કરી નાંખે છે પણ તે ફેરફાર શબ્દો ઉપર વિચાર નહી રાખતાં ગ્રન્થ કર્તાના કેહેવાના હેતુ ઉપર વિચાર કરી લેવો ને તેનો હેતુ સમજાય તો ખરી મતલબ જણાઇ આવે. માટે જુઓ છ કર્મ જે સ્નાન સંધ્યા આદિ છે તે દ્વીજનાં છે. અને તે ઉપવીત સંસ્કાર થાય છે, તેની સાથે તે કર્મ સોંપાય છે. તે વિશે મનુ-સ્મૃતિમાં બીજા અધ્યાયના ૬૯ મા શ્લોકમાં જુઓ કે—

॥ श्लोक. ॥

उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।
आचारमग्निकार्यं च सध्योपासन मेवच ॥

અર્થ—ગુરૂએ શીષ્યને જનોઇ દેઇને પ્રથમ તો તેને સોચ એટલે માટી લેઇ પવિત્રતા શીખવવી. પછી સ્નાન, આચમન આદી આચાર, સવાર સાંજ અગ્ની સેવા; તથા ત્રીકાળ સંધ્યોપાસના કરવાની રીત શીખવવી.

હે રાજારામ ! જુઓ આ શ્લોકથી સ્પષ્ટ જણાય છે કે ઉપવિત સંસ્કા-રને અંગે સ્નાન સંધ્યા આદે છએ કર્મ છે. અને તે સંસ્કાર જેને થાય તે દ્વીજ ગણાય છે. જુઓ કે આગળના શ્લોકમાં संस्काराद्वीजमुच्यते એમ

સ્પષ્ટ લખેલું છે, માટે છ કર્મ ઉપવીત સંસ્કારની સાથે સોંપાય છે તે સંસ્કાર છે. માટે એ છ કર્મ દ્વિજ ન કરે તો શુદ્ર બરાબર છે. પણ જે આ દ્વીજનાં છ કર્મ બ્રાહ્મણ ન કરે તો તેથી બ્રાહ્મણને બાધ નથી કારણ કે સાક્ષાત બ્રહ્મને યથાર્થ જાણે તે બ્રાહ્મણ છે. ત્યારે તે બ્રહ્મને જાણનાર બ્રહ્મની સાથે એકાગ્ર ચિત્તથી એક્તા કરીને તે બ્રહ્મ સ્વરૂપનું સ્મરણ કર્યા કરે છે, માટે તેને અંગે કર્મ લાગતાં નથી. તથાપિ મનુએ બ્રાહ્મણનાં છ કર્મ–દાન આપવું, દાન લેવું વિગેરે બતાવ્યાં છે; તે કર્મ કરે પણ જે દ્વીજનાં છ કર્મ છે તે બ્રાહ્મણને બંધન કરતા નથી. તે વિશે મનુસ્મૃતિમાં છઠ્ઠા અધ્યાયનો ૭૪ મો શ્લોક જુઓ કે–

॥ श्लोक ॥

सम्यग्दर्शन संपन्नः कर्मभिर्न निवध्यते ।
दर्शनेन विहिनस्तु संसारं प्रतिपद्यते ॥

અર્થ. જે પુરૂશ સાક્ષાત્કાર બ્રહ્મને ઓળખે છે તેને કર્મનું બંધન નથી. પણ જેને એ ઉંચુ બ્રહ્મ જ્ઞાન નથી. તે આ જગતમાં પાછો ભટક્યા કરે છે.

જુઓ આ શ્લોકથી સ્પષ્ટ જણાય છે કે બ્રાહ્મણને એટલે બ્રહ્મને યથાર્થ જાણનારને કર્મનું બંધન નથી અને બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે તે વિશે આ પ્રશ્નના પેહેલા શ્લોકના ચોથા ચરણમાં કહ્યું છે કે ब्रह्मजानातीब्राह्मणः ॥ એટલે બ્રહ્મને જે જાણે છે તે બ્રાહ્મણ છે. ત્યારે જુઓ કે બ્રહ્મને જાણનારને કર્મનું બંધન નથી, ને બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે તેથી તે બ્રાહ્મણને કર્મનું બંધન નથી એમ સિદ્ધ થયું. માટે જે બ્રહ્મયોનીથી ઉત્પન થયેલા જે પુરૂશ બ્રહ્મને જાણે છે તેને બ્રાહ્મણ માનવા ને બ્રાહ્મણ જાણવા. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

હવે તમો વારે વારે બ્રાહ્મણોનાં છીદ્ર સોધો છો તે તમારાં શુભ સુકૃતોને હાની કરતા છે. વળી બ્રાહ્મણ તો સર્વથી શ્રેષ્ટ છેજ. પણ બ્રહ્મયોનીથી થયેલો દ્વીજ હોય ને કદાપી તે પાપી હોય પણ તે શ્રેષ્ટ છે. તે વિશે શ્લોકઃ

श्लोक.

पतितोपणद्वीज श्रेष्ट नशुद्रोब्रह्मचारेण ।
अदुग्धधागौरीसौपुज्य नपुज्यातघटभरखरी ॥

અર્થ—પાપી હોય તો પણ દ્વીજ શ્રેષ્ટ છે. અને શુદ્ર બ્રહ્મચર્ય પાળવાવાળો હોય પણ દ્વીજ સમાન્ય નથી. વળી દુધ વિનાની ગાય હોય તો પણ તે પુજવા યોગ્ય છે. અને ગધેડી ઘડો ભરીને દુધ દેતી હોય પણ તે પુજવા યોગ્ય નથી. માટે ગમે તેવો બ્રહ્મયોનીથી ઉત્પન્ન થયેલો દ્વીજ હોય તે પુજવા યોગ્ય છે.

પણ તેનું છેદન કરવા યોગ્ય નથી. માટે તમો આજથી બ્રાહ્મણનું છેદન કરવું મુકી દેશો તેમાં સારૂં છે.

વળી ક્ષત્રીય વૈશ્ય તે પણ સંસ્કારથી દ્વીજ થાય છે. પણ જે બ્રહ્મયોનીએ ઉત્પન્ન થયેલો સંસ્કારથી દ્વીજ થયો હોય તે દ્વીજ પુજવા યોગ્ય છે.

રાજારામ—હે માહારાજ તમોએ એમ કહ્યું કે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ છે ત્યારે તો ક્ષત્રી વૈશ્ય શુદ્ર તેમાંના કોઈ પ્રાણીને બ્રહ્મનું જ્ઞાન થાય તો તે પણ બ્રાહ્મણ ખરો કે નહી.

વ્યાસજી—જુઓ ભાઈ બ્રહ્મયોનીથી ઉત્પન્ન થયેલાને બ્રહ્મજ્ઞાન થાય તે બ્રાહ્મણ ગણાય. અને બીજી વર્ણને બ્રહ્મજ્ઞાન થાય તો તેથી તે બ્રહ્મજ્ઞાની ગણાય. પણ બ્રાહ્મણની પંકતીમાં તે ન સમાય માટે તે બ્રાહ્મણ નહી બ્રહ્મયોનીનો હોય ને બ્રહ્મજ્ઞાન હોય તોજ તે બ્રાહ્મણના વર્ગમાં ગણાય તે વિષે શાસ્ત્રકારોએ કહ્યું છે કે विद्या तपश्च योनिश्च प तद् ब्राह्मण कारणं. અર્થ—બ્રહ્મવિદ્યા સાથે ધ્યાન કરતો હોય ને બ્રહ્મયોનીથી ઉત્પન્ન થયેલો હોય તેને બ્રાહ્મણ કહેવાય માટે તેવા બ્રાહ્મણ સર્વ વર્ણથકી શ્રેષ્ઠ અને તે સર્વ વર્ણના તથા સર્વ આશ્રમવાળાના માતા પીતા છે.

---

## પ્રષ્ણમાં પ્રષ્ણ ૩૨.

રાજારામ—હે માહારાજ સર્વ વર્ણથી બ્રાહ્મણ શ્રેષ્ઠ છે તે શા ઉપરથી કોહો છો ?

વ્યાસજી—જુઓ ભાઈ મનુસ્મૃતિમાં દસમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં કહ્યું છે કે—

### श्लोक.

वैशेष्यात्प्रकृति श्रेष्ठयान्नियमस्य च धारणात् ।
संस्कारस्य विशेषाच्य वर्णानां ब्राह्मणः प्रभुः ॥

અર્થ—૧ ) ઉંચ વર્ણ હોવાથી, ૨ ) શ્રેષ્ઠ અવતારને લીધે, ૩ ) વેદમાંનું તત્વજ્ઞાન મેળવ્યાથી; ૪ ) ઉતમ ઉપવિત સંસ્કારને લીધે તમામ વર્ણમાં બ્રાહ્મણ વર્ણ શ્રેષ્ઠ છે. જુઓ આ મનુના વચન ઉપરથી તથા ઘણાં કાર્ય કારણોથી બ્રાહ્મણ શ્રેષ્ઠ કહીએ છીએ ને માનીએ છીએ.

રાજારામ—ભલે પણ તમોએ સર્વ વર્ણના માતા પીતા બ્રાહ્મણને કહ્યા તે સંભવતું નથી.

વ્યાસજી—જુઓ ભાઈ वरणा नाम ब्राह्मणो गुरूः એટલે વર્ણ માત્રના બ્રાહ્મણ છે તે ગુરૂ છે, અને જે ગુરૂ છે તે માતાપીતા તુલ્ય છે માટે વર્ણ માત્રના બ્રાહ્મણ માતા પીતા છે.

રાજારામ—ભલે પણ તમો એમ કહી ગયા કે આશ્રમવાળા માત્રના પણ માતાપીતા બ્રાહ્મણ છે. તે તમો અઘટીત ઉચ્ચાર કર્યો છે. કેમકે આશ્રમોમાં તો સંન્યાસી પણ આવ્યા, તેથી તે સંન્યાસીયોના પણ માતાપીતા બ્રાહ્મણ ખરાં ?

વ્યાસજી–હા ભાઈ, જુઓ કે સંન્યાસી તે પણ બ્રાહ્મણનો પુત્ર છે કેમકે તે બ્રાહ્મણથી થયેલો છે. માટે તેમના પણ માતા પીતા બ્રાહ્મણ છે, વળી બ્રાહ્મણ વીના બીજી વરણના પુત્રથી સંન્યાસ લેવાય નહી. ને બ્રાહ્મણના પુત્રથીજ સંન્યાસ લેવાય છે. માટે સંન્યાશી બ્રાહ્મણના પુત્ર છે. અને સંન્યાશીના માતાપીતા બ્રાહ્મણજ હોય છે. અને જે ચારે આશ્રમવાળા તે ગ્રહસ્થીથી ઉત્પન્ન થયેલા છે માટે ચારે આશ્રમના માતાપીતા ગ્રહસ્થી બ્રાહ્મણ છે. તે વાત તમારા માનવામાં આવતી ન હોય તો મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયનો સીત્યાશીમો શ્લોક જુઓ કે.

॥ श्लोक. ॥

ब्रह्मचारी गृहस्थ श्च वानप्रस्थो यतिस्तथा ।
एते गृहस्थप्रभवाश्च त्वारः प्रथगाश्रमा ॥

અર્થ—બ્રહ્મચર્ય, ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાશીએ પ્રથક ચારે આશ્રમ જે કહ્યા તે સર્વની ગ્રહસ્થમાંથી ઉત્પત્તી છે. જુઓ ભાઈ આ પ્રમાણથી એમ સિદ્ધ થાય છે કે ચારે આશ્રમના માતાપીતા ગ્રહસ્થ છે. અને તે ચારે આશ્રમ વાળા ગ્રહસ્થનાંજ બાળબચ્ચાં છે એમ સિદ્ધ થયું વળી આ રીતથી માનવામાં ન આવતું હોય તો વિવેકથી વિચારી જુઓ કે ગ્રહસ્થાશ્રમી વિના એઓની ઉત્પત્તી કયાંથી થઈ. કદીજ ગ્રહસ્થાશ્રમી વિના હોય નહી. માટે ગ્રહસ્થાશ્રમીને સકળાશ્રમથી શ્રેષ્ઠ સમજો.

રાજારામ—ગ્રહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ટ છે. એવું શામાં કહ્યું છે.

વ્યાસજી—મનુસમૃતિના ત્રીજા અધ્યાયના ૭૮ મા શ્લોકમાં કહ્યું છે કે—

श्लोक.

यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेनचान्वहम् ।
गृहस्थेनैव धार्यन्त तस्माज्ज्येष्टाश्रमो ग्रही ॥

અર્થ—ત્રણે આશ્રમને જ્ઞાનથી તથા અન્નથી દીનદીન ગ્રહસ્થાશ્રમ વાળો પાળે છે, માટે ગ્રહસ્થાશ્રમવાળો સહુથી શ્રેષ્ઠ છે.

જુઓ ભાઇ આ મનુના વચનથી ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે એ સિધ થાય છે. માટે ગ્રહસ્થાશ્રમ સહુથી શ્રેષ્ટ જાણો. વળી ત્રણે આશ્રમવાળા ગ્રહસ્થાશ્રમીનેજ આશરે રહેલા છે. તે વિશે પણ મનુએ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના ૭૭ મા શ્લોકમાં કહ્યુ છે.

श्लोक.

यथा वायु समाश्रित्य वर्त्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमा श्रीत्य वर्तन्ते सर्व आश्रमाः ॥

અર્થ—જે પ્રકારે વાયુના આશ્રયથી સર્વ જીવ રહે છે તે પ્રકારે ગ્રહસ્થાશ્રમના આશ્રયથી બીજા સર્વ આશ્રમ રહેલા છે. માટે ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે. વળી મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના ૮૯ મા શ્લોકમાં એમ લખ્યું છે કે–

श्लोक.

सर्वेषामपि चैतेषां वेदसृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्टः स त्रीनेतान्बिभर्ति हि ॥

અર્થ—ચારે આશ્રમમાં ગ્રહસ્થાશ્રમને વેદમાં તથા સ્મૃતિમાં પણ મોહોટો માનેલો છે; કારણ કે બાકીના ત્રણે આશ્રમનું સંરક્ષણ તે કરે છે. માટે શ્રેષ્ટ છે. વળી ઘણે ઠેકાણે બીજા આશ્રમોને મ્હોટા કહ્યા હશે તો ભલે પણ જ્ઞાનવાનને ગ્રહસ્થાશ્રમ શ્રેષ્ટ છે માટે ગ્રહસ્થાશ્રમવાળો અને બ્રહ્મચોનીથી ઉત્પન્ન થયેલો એવો જે બ્રાહ્મણ તે સર્વ કરતાં શ્રેષ્ટમાં શ્રેષ્ઠ છે. એજ સત્ય છે.

અને તમો જે વારેવારે બ્રાહ્મણોનું બોદણુ કાઢો છો ને લોકોને બતાવો છો કે બ્રાહ્મણો તે શું ને શાના એ તમારો વાંક નથી. એતો તમારો કોઈક વેશધારી ગુરૂ હશે તેણે તમને બ્રાહ્મણોમાં ખામીયો બતાવી હશે. અને તે બતાવેજ કેમકે તમો બ્રાહ્મણને માનો ત્યારે તે ત્યાગીનો મીથ્યા વેશ ધારણ કરનારનું પુરૂં શી રીતે થાય. વળી જે બ્રાહ્મણનો પુત્ર હોય તેતો કોઈ કાળે બ્રાહ્મણનું અપમાન બીજી વરણની આગળ કરે નહી. પણ કોઈ બીજી વરણનું ફરજન હોય તેજ બ્રહ્મયોનીથી થયેલા બ્રાહ્મણનું અપમાન બીજી વર્ણની આગળ કરે. વળી તે કરતાં જુઓ કે તે ત્યાગીયો, ખરા ત્યાગી હોય તો એમણે નગ્રમાંજ રેહેવું જોઈએ નહી ફક્ત ભીક્ષાનેજ સારૂ નગ્રમાં આવવું અને ઘર વીના રેહેવું એમ મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના ૪૩ મા શ્લોકમાં કહેલું છે. વળી પોતાને એકલા રેહેવું કોઈને પોતાની પાસે રાખવું નહી તે પણ એજ અધ્યાયના ૪૨ મા શ્લોકમાં કહ્યું છે. તેને બદલે હાલના વેશધારી ત્યાગીયો જે છે તે બીજાની સોબત તો શું પણ સ્ત્રીયોને ચેલીયો મુડીને ચરણ અને જંગાઓ ચંપાવે છે. જાઓ કે ગ્રહસ્થાશ્રમીનેજ પરદારાથી વિના કારણે વિષેશ વ્યવહાર રાખવાનુ ના કહ્યું છે તો ત્યાગીનો તો છાંયો પણ લેવો જોઇએ નહી. કદી કહેશો કે એ વિદ્વાન પુરૂશોને સ્ત્રી શું કરે છે. પણ જુઓ તે મનુએ મનુસ્મૃતિના બીજા અધ્યાયના ૨૧૪ મા શ્લોકમાં કહ્યું છે કે–

श्लोक.

अविद्वांसमलं लोके विद्वांसमपी वा पुनः ।
प्रमदाह्युत्पथं नेतुं काम क्रोधवशानुगमः ॥

અર્થ—જે પ્રાણી એમ જાણે કે હું વિદ્વાન છું જીતેંદ્રીય છું તેથી સ્ત્રીઓની પાસે રેહેવાથી તથા આવવા દેવાથી મને બાધ નથી. એમ જે સમજે છે તે નહી સમજવું. કારણ કામ ક્રોધને વશ થયેલા મુર્ખોનેજ સ્ત્રી આડે મારગે લેઇ જાય છે એમ નથી, વિદ્વાનને પણ લેઈ જાય છે. વળી તેજ અધ્યાયના ૨૧૫ મા શ્લોકમાં પણ એમ કહ્યું છે કે

श्लोक.

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बालवान्द्रियगामो विद्वांसमपि कर्षति ॥

અર્થ—કોઇ પણ પુરૂષે મા, બેન, અથવા દીકરીની સાથે પણ એકાન્તમાં બેસવું નહી. કારણ કે ઇંદ્રીયગણ બળવાન છે અને તે શાસ્ત્ર પ્રમાણે આત્માને નિયમમા રાખનારા પંડિતનું પણ મન હરે છે. આ રીતે મનુ જે મોહોટા પુરૂષ કહી ગયા છે તે નહી માનતા મીથ્યા વેશધારીઓ સ્ત્રીયો વિના એક ઘડી રેહેતા નથી, અને તેથી વ્યભીચાર પણ ચાલે છે. વળી ત્યાગીને માટે મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના ૪૭ મા શ્લોકમાં એમ કહ્યું છે કે કોઇની સાથે વાદ ન કરવો અને કોઈનું અપમાન ન કરવું. તે પણ જુઓ કે પોતાનો મત ખરો ને બીજાનો મત ખોટો પાડવા વાદ કરે છે ને બીજાના ધર્મનું અપમાન પણ કરે છે. ત્યારે જુઓ એવાને મીથ્યા વેશધારી જાણવા જોઇએ. વળી તેને તે અધ્યાયના ૪૮ મા શ્લોકમાં એમ કહ્યું છે કે ત્યાગીએ કોઇના સામો ક્રોધ ન કરવો, કોઇની નીંદા ન કરવી. તે પણ વેશધારીઓ કરે છે. વળી, એના એજ અધ્યાયના ૫૦ મા શ્લોકમાં એમ કહ્યું છે કે સંન્યાસીએ એટલે વ્યવહાર ત્યાગીએ કોઇની હાથેળી નહી જોવી. જ્યોતીશ જોઇને તથા શાસ્ત્રાર્થના વાદ ચલાવીને પોતાનો ઉદર નીરવાહ નહી કરવો. તે પણ વેશધારી કરે છે. વળી એના એજ અધ્યાયના ૫૫ મા શ્લોકમાં એમ કહ્યું છે કે સંન્યાસીએ એટલે વ્યવહાર ત્યાગીએ ભીક્ષા કરવી તેમાં ધરાઈને નહી જમવું. અને તે ધરાઈને જમવાથી તેમને વિશય ઉપન્ન થાય છે. જુઓ આ રીતે કહ્યા છતાં ઘણા ઘીના મોહાણનું ને ઘણું ખાંડ દુધનું ભોજન કરે છે તેથી જરૂર મનુના કેહેવા પ્રમાણે તેઓને વિશય ઉત્પન્ન થાય છે ને ચેલીયોને શેવામાં રાખે છે. વળી તેજ અધ્યાયના ૫૬ મા શ્લોકમાં એમ કહ્યું છે કે જ્યારે ગ્રહસ્થના ઘરમાંથી રસોડાનો ધુમાડો જતો રહ્યો હોય, તથા રસોડાના ચુલાના અંગારા હોલવાઈ ગયા હોય, તથા સહુ જમી રહ્યાં હોય, અને અજીઠા વાસણ ધોવા સારૂ બાહાર

મુકયાં હોય તે પછી ત્યાં સંન્યાસીએ ભીક્ષા માગીને હોય તે જમવું. જુએ તેના બદલે હાલ વેશધારીઓ હમ પેહેલા જમેગા બંમનને ખાયા હોય તો હમ નહી ખાયગા. આ રીતે કરે છે ને એટલો બધો બ્રાહ્મણ ઉપર દ્વેશ રાખે છે અને દ્વેશ રાખવાથીજ તેઓ બ્રાહ્મણની નીંદા કરે છે. વળી તે લોકો કોઈ માયા ત્યાગી કે ઇંદ્રીયોના ત્યાગી નથી, તે વિષે અમારા રચેલા ભાવાર્થ પ્રકાશ ગ્રંથમાં વીવેચન કરેલું છે. તેમ છતાં આગળ ઘણા ઘણા રૂશી થઇ ગયા તેમાંથી કીયા રૂશીએ આજના જેવા મીથ્યા વેશ ધારણ કર્યા હતા. કદી કેહેશો કે કર્યા હતા તો બતાવો કે ફલાણા ગ્રંથમાં લખ્યું છે. ફક્ત આગળના રૂશીયો સંસારમાં રહ્યા થકા સઘળાં આચરણ પાળતા હતા. હાલના જેવા તે વેશધારીઓ ન્હોતા. વળી અનંત જીવને ઉપદેશ કરી શાન્ત પમાડે તે સંત છે, બ્રહ્મનાં આચરણ પાળે તે બ્રહ્મચારી છે, સાધના કરે તે સાધુ છે, યોગાભ્યાસ કરે તે યોગી છે. સંસારમાં રહયો થકો વ્યવહારમાં રાગ ન રાખે તે વેરાગી છે એ રીતે સર્વ વાત સત્ય છે પણ વેશ ધરવાથી સત્ય નથી. ને તે હાલના વેશધારી લોકો કંઠીઓ બાંધે છે, ગુરૂ થાય છે, ચેલા ચેલીયો મુંડે છે એ સદાચરણીનું કાર્ય ન હોય. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## નારી નર્કની ખાણ વિષે પ્રષ્ણઃ ૩૩

દોહરો.

ઘણી જગોયે સાંભળી, ત્યાગી જનની વાણ;
ગ્રહસ્થાશ્રમ ના માંડવો નારી નર્કની ખાણ.

---

રાજારામ—હે મહારાજ ઘણે સ્થળે ત્યાગીયોના મુખથી એમ સાંભળ્યું છે કે ગ્રહસ્થાશ્રમ નારીથી છે. પણ નારી માત્ર નર્કની ખાણ છે, માટે ગ્રહસ્થાશ્રમ તજવો એટલે નારી તજવી. અને નારી નર્કની ખાણ છે એ વારતા મને સત્ય ભાસે છે, તેમાં તમારૂ કેહેવું શું છે ?

### ઉત્તર. ૩૩.

વ્યાસજી—જુઓ ભાઇ, આભડયો અભડાવે ને વટલ્યો વટલાવે, કેમકે પોતે નાક કટા થયા તો બીજાને પણ નાક કટા કરવાને સારૂ એટલે સ્ત્રી વીનાના કરવાને સારૂ નારી માત્રને નર્કની ખાણ કેહે છે. વળી જે નારી માત્ર નર્કની ખાણ કેહે છે તે નારી વીના શું એકલા પુરૂષથી ઉત્પન્ન થયો છે. ના, અને તે કેહેનારાની માતા પણ નારીજ છે, અને નારી માત્ર નર્કની ખાણ ત્યારે તો તેની માતા પણ નર્કની ખાણ ખરીજ. અને તે નર્કની ખાણમાંથી ઉત્પન્ન થયો તે નરકનોજ જીવ છે. અને તે નર્કનો જીવ હુઆ વિના પોતાની માતા સ્ત્રી છે તેને નર્કની ખાણ કહેજ નહી. તેમ છતાં તેનું કેહેવું એક રીતે ખરૂં

છે. તે કેટલું કે જે નારીના ઉદરથી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થાય છે તે નારી નર્કની ખાણુ છે. અને જે નારીના ઉદરથી હરીજન, દાતાર, જ્ઞાની વિગેરે ઉત્પન્ન થાય છે તે નારી રત્નની ખાણુ છે. માટે નારી માત્ર નર્કની ખાણુ કેહેવી અયોગ્ય છે. કેમકે મોહોટા મોહોટા બ્રહ્મવેત્તા પુરૂશો રતન સરીખા નારીના ઉદરથી ઉત્પન્ન થયા છે. માટે નારી માત્ર નર્કની ખાણુ નહી. એજ તમારા પ્રષ્ણુનો ઉત્તર છે.

---

## અવાચક, વાચકના પોશણુનું પ્રષ્ણ: ૩૪.

દોહરો.

વાચાળુ છે માનવિ, અવાચા સ્વાન ગાય;
તેમાં કીયા જીવને, ખવરાવ્યે પુન્ય થાય.

---

હે માહારાજ મનુશ છે તે વાચાળુ જીવ છે, તેથી તે જીવ મોઢેથી માગી ખાવાને શક્તીવાન છે, માટે મનુશને ખવરાવ્યાનું પુન્ય ભાસતું નથી. અને સ્વાન, ગાય વીગેરે જે અવાચક જીવ છે, તે બીચારાં માગી ખાવાને અશક્ત છે, માટે તેને ખવરાવ્યાનું પુન્ય ભાસે છે, આ ઉપરથી તોલ બાંધીને ન્યાય નીતીનો ઉત્તર કરો, કે વાચાળુને ખવરાવ્યાનું કે અવાચકને ખવરાવ્યાનું પુન્ય તે કૃપા કરીને કહો.

### ઉત્તર ૩૪

વ્યાસજી—જુઓ ભાઈ જે મનુશને ખાવાનો ખોરાક છે તે મનુશને ખવરાવ્યાનું પુન્ય છે, કેમકે મનુશથી વિષ્ટા ઘાસ જે પશુઓને ખાવાનો છે તે ખવાશે નહીં, માટે મનુશને ખવરાવ્યાનું પુન્ય છે. અને અવાચક જીવ જે સ્વાન ગાય વિગેરે છે તે તો વિષ્ટા આદે નીચો પદાર્થ તથા ઘાસ પાન વિગેરે ખાશે; પણ મનુશથી તે ખવાવાનું નથી. માટે અન્ન મનુશને ખવરાવ્યાનું પુન્ય છે, અને મનુશથી ખાતાં વધે તો સ્વાન ગાય વિગેરેને ખવરાવવું. વળી તમોએ એમ કહ્યું કે મનુશ તો માગીને પણ ખાય. માટે તેને ખવરાવ્યાનું પુન્ય ભાસતું નથી. ત્યારે હવે જુઓ કે જેવું તમે સમજ્યા તેવું બીજાને પણ સમજાવશોજ. અને તમારા જેવું સહુ સમજશે કે મનુશને ખવરાવ્યાનું પુન્ય નથી. તો પછી કોઈ પ્રાણી મનુશને નહીજ ખવરાવે. હવે જુઓ કે એકસો ઘરનું ગામ હોય તે ગામના સર્વ લોક તમારી પેઠે એમ સમજે કે મનુશને ખવરાવ્યાનું પુન્ય નથી. તે પછી તે ગામમાં કોઈ મનુશ ભુખનું માર્યું આવ્યું તે માણુસ તે ગામમાં ઘેરે ઘેર ખાવા માગે પણ તે ગામના લોક એમ સમજ્યા છે કે મનુશને ખવરાવ્યાનું પુન્ય નથી, તે ઉપરથી તે માગનારને કોઈ આપે નહી તો પછી તે માગનાર શું ઘાસ, પાંદડાં કે નીચો

પદાર્થ ખાશે ? ના. જુઓ ભાઈ તેનાથી બીજો તો પદાર્થ ખવાશે નહી. ત્યારે તે બીચારો પણ ઘશીનેજ મરશે કે નહી ? મરશેજ. માટે તમારી પેઠે જે પ્રાણી સમજશે તેને ધીક્કાર છે, કારણ કે માહા ઉત્તમ જે મનુશાદેહ તેનું પોષણ નહી કરવું એવો જે મનુશાદેહ ઉપર દ્વેશ આવ્યો તેને કદી મનુશા દેહની પ્રાપ્તી નહી થાય, અને પશુ ઉપર પ્રીતી થઈ તેથી તે પશુયોનીનેજ પ્રાપ્ત થશે. કેમકે भरणेयामतिशागती એટલે જેની જેમાં મતી તેની તેમાં ગતી થવાની; માટે જ્યાં સુધી મનુશનું પોષણ થાય ત્યાં સુધી મનુશનું પોષણ કરવું ને મનુશનું પોશણ કરતાં વધે તો પછી પશુને દેવું એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## આવક, નાવક વિષે પ્રશ્ન ૩૫

દોહરો.

જગમાં ઝાઝા જીવ છે, એક અધીક એક શુન્ય;
આવક, નાવક બે મહી, કોને દીધે પુન્ય.

---

હે માહારાજ કોઈ પ્રાણીને ઘણી તરફથી આવક હોય, એટલે તેને ઘણા લોકો આપતા હોય. તેવાને આપ્યાનું પુન્ય છે, કે, જેને બીચારાંને કોઈ આપતું ન હોય તેવાને આપ્યાનું પુન્ય છે. તે કૃપા કરીને કહો.

વ્યાસજી—જુઓ ભાઈ અનદાન સર્વને આપ્યાનું પુન્ય છે. પણ ધન તો જેને અપાતું હોય તેનેજ અપાય, અને તે ધન આપવા યોગ્ય જે પ્રાણી છે તેને અનેક લોકો આંપતા હોય તેમ છતાં તેને ને તેનેજ અપાય. જો આ વાત તમારા માનવામાં ન આવતી હોય તો તમારીજ પાસે ન્યાય કરાવવા અમો તમને પુછીએ છીએ કે, એક ગાયને ઘણા લોકો ચાંલ્લા કરે છે, ને ચાંલ્લા ઉપર ચાંલ્લા સહુ કરે જાય છો અને એક ગધેડી છે ને તે ગાયની પાસે બેશી રહી છે, તેને બીચારીને કોઈ ચાંલ્લો કરતું નથી. એવામાં તમો ગાય પુંજવા ગયા હો, ત્યાં તમે ગાયને ઘણાં લોકો ચાંલ્લા કરતાં દેખો ને તે ગાયને ઘણા ચાંલ્લા થયેલા હોય અને પાસે બેઠેલી ગધેડીને એકકે ચાંલ્લો થયો હોય નહી, ને કોઈ કરતું પણ હોય નહી. તેવું જોઇને તમે ગાયને ચાંલ્લો કરશો, કે ગધેડીને કરશો, તે કહો ? જીજ્ઞાસુ બોલ્યો, હે મહારાજ તમારા પુછવામાંથીજ ન્યાય થઇ ગયો ને મહારાથી સમજાઈ ગયું, કે ગાયને હજારો ચાંલ્લા ઉપર ચાંલ્લા થાય, પણ ગધેડીને નજ થાય. એટલે જે પ્રાણીને ધન આપવા લાયક હોય, તેને હજારો લોક આપતા હોય તેવાનેજ અપાય, અને બીજાને નજ અપાય, એ સત્ય છે.

## અખાની વાણીનું પ્રષ્ણ: ૩૬.

છ શાસ્રોના જુજવા મતા, જોયાં તેણે ખાધાં ખતા;
અખો કહે અંધારો કુઓ, ઝઘડો ચુકવિ કો ના મુઓ.

---

અર્થ–હે મહારાજ અખો ભગત એમ કહી ગયા છે કે: છએ શાસ્રના મત જુદા જુદા છે, તેથી તે જેણે જોયાં તે ભરમાઇને અશ્રદ્ધાળું થઇ ગયા ને ઉલટા ખત્તા ખાધા. માટે જે શાસ્રો છે તે તો અંધારો કુઓ છે. તેથી તેનો ઝઘડો ચુકવીને કોઇ પુરૂશ મુઓ નથી. કેમકે હજી પણ એનો એ ઝઘડો ચાલ્યાજ કરે છે. એતે વચન અખાનું ખરૂં છે કે કેમ, તે કહો.

### ઉત્તર ૩૬.

વ્યાસજી—જુઓ ભાઈ છએ શાસ્રના જુદા જુદા સીદ્ધાન્ત ને જુદા જુદા મત છે એ વાત સત્ય છે અને તે શાસ્રો ભણવાને એટલે જોવાને જે પેંઠા તેણે ખત્તા ખાધા છે તે પણ ખરૂં છે. પણ જે પ્રાણી છએ શાસ્રનો મતલબ સમજી લેવાના હેતુથી પેંઠો પછી તે મતલબનો વીચાર કર્યો ને છએની એકતા જ્ઞાન વડે કરી તેણે તો ખત્તા ખાધા નથી કેમકે સમજીને તેનું તત્વ ગ્રહણ કરી અન્યો અન્ય શાસ્રના જે વાંધા તેનો વિચાર કરે ને સમજે કે આ વચન ભયાનક છે, કે આ વચન રૂચીતું છે, કે આ વચન યથાર્થ છે. એમ વચનની ઢબ ઉપરથી વરતી લઈને ભયાનક ને રૂચી વચન અળગાં મુકી દેઇ ફકત યથાર્થ વચનને ગ્રહણ કરે તો તે કોઇ કાળમાં ખત્તા ખાતો નથી પણ જેનાથી તે વચનો સમજાતાં નથી. તેજ ખત્તા ખાય છે. તે કારણથી અખાએ કહ્યું કે અંધારો કુઓ છે. એટલે જેની બુદ્ધી અંધકાર જેવી છે તેને તે અંધારો કુઓ છે એમ ભાસે છે, અને જ્ઞાની જન તો શાસ્રોનાં વચનોનો હેતુ સમજી લે છે તેથી તે જ્ઞાની જનને અંધારો કુઓ નથી. વળી ઝઘડો ચુકવી કોઈ ના મુઓ, એ પણ ખરૂં છે. કેમકે જગતમાં સહુ પ્રાણીની સરખી બુદ્ધી નથી. તેથી સહુની ધ્યાનમાં જ્ઞાનીનું કેહેવું બેસે નહી, ને નહી બેસવાથી તે નાનો ના કહે, પછી તે મીથ્યા મુમત ઝાલનારાનો ઝઘડો જ્ઞાનીજન શી રીતિએ ચુકવે. નજ ચુકવે જ્ઞાની તો ઝઘડો ન રહે તેવુંજ ભાષણ કરે પણ મતીલા માને નહી તેમાં જ્ઞાનીજન શું કરે. અને મતીલા પ્રાણી નથીજ માનતા ને પોતાનો ઝાલેલોજ મત હાંકે છે, તેથી તેવાનો ઝઘડો જ્ઞાની જનથી પણ ચુકવી શકાતો નથી. માટે અખો ભગત કહિ ગયો કે ઝઘડો ચુકવી કોઇ ના મુઓ. એજ અખાના વચનનો હેતુ છે. તેથી તે ઉત્તર તમને કહ્યો.

## વેદ બહારના મત વિષે પ્રષ્ણ: ૩૭

સંવત ૧૯૪૫ પોસ સુદી ૫ ને દીવશે સાધુ પુરણદાસે વ્યાસજીને પ્રષ્ણ પુછયું હતું.

દોહરો.

કૈ મત એવા ચાલીયા, પ્રથ્વીમાં પ્રખ્યાત;
વેદ બહારનું જ્ઞાન છે, એમ કરે છે વાત.

---

હે મહારાજ અમારા સારસા ગામના કુબેર ભગત તેમની ગાદીના વારસ નારણદાસ માહારાજ છે તે આપના અમદાવાદમાં આવ્યા હતા તેવારે ઘણાં હરીજનોના તેડવાથી તમો અમોને સાથે લેઈ તેમની પાસે પધારેલા હતા. તે દીવસે આપને તે નારણદાસની સાથે સંવાદ થતાં નારણદાસે કહ્યું કે અમારો સીદ્ધાન્ત વેદની પાર છે, એટલે વેદની બાહાર છે અને વેદને તે શું કરવો છે. આ રીતે તેમણે કહ્યું. માટે માહારે પુછવાનું થાય છે કે જે સીદ્ધાન્ત વેદથી વિરૂદ્ધ હોય તે ખરો માનવો કે ખોટો માનવો તે કહો.

### ઉત્તર ૩૭.

વ્યાસજી—જે મનુષા દેહનો પ્રાણી વેદશાસ્ત્રથી બાહાર છીએ એમ બોલે તેનું મુખ જોવું યોગ્ય નથી. કેમકે વેદ છે તે મનુષને માટે છે, પશુ પક્ષીને માટે નથી, અને જે પશુપક્ષી છે તેમને વેદ સંબંધી વિચાર નથી તે સંબંધીનું જ્ઞાન નથી તેથી તે પશુપક્ષી વેદ બાહાર છે. બાકી મનુષજાતી તો સર્વે વેદશાસ્ત્રમાંજ છે અને તે મનુષોનો વેહેપાર પણ વેદશાસ્ત્રના કહ્યા પ્રમાણેજ ચાલે છે તેમ છતાં મનુષ દેહ ધરી વેદશાસ્ત્રની બાહાર અમે છીએ એવું જે મનુષ કહે તે પશુપક્ષી સામાન્ય છે. અને જે મનુષ છે તે તો વેદશાસ્ત્રને અનુસરતા મતમાં હોય છે. અને જે વેદ બાહાર છે તે વરણ બાહાર અને વિવેક બાહાર છે એમ જાણવું—વળી વેદમાંથી વેદને અનુસરતું તત્વ કાહાડીને તે તત્વના સીધાન્તમાં હોય છે તે વેદમાંજ છે. પણ જે વેદની બહારની વાત કરે છે તે વેદ વિરૂદ્ધ છે, એમ સમજી વેદ વીરૂધીના મતનું ગ્રહણ મોક્ષની ઈચ્છાવાળાએ નહી કરવું. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## કમાલની સાખીનું પ્રષ્ણ ૩૮

દોહરો.

વાણી તો વેશ્યા ભઈ, સુનને વાલા ગમાર;
સો પંડીત ભડવા ભયા, કેહેત ગયે કમાલ.

---

હે મહારાજ તમોએ નારણદાસની સાથે સંવાદ કર્યો તે વેળા એમના સેવકોએ તમને વિદ્વાન પંડીત જાણીને આ કમાલની સાખી કહી. તેનો એવો હેતુ જણાયો કે વિદ્વાન પંડીતો જે છે તે તો ભડવા જેવા છે. તે ઉપરથી તમોએ તે સાખીનો અર્થ ત્યાં કરી બતાવ્યો હતો, તે અર્થ કરીને એ સાખીનો ઉત્તર અત્યારે કહો.

## ઉત્તર ૩૮

વ્યાસજી—જુઓ ભાઈ એ સાખી એના એજ લોકોને લાગે છે. તે જુઓ, કે વાણી તો વેશ્યા ભઈ, એટલે જે વેદશાસ્ત્રના આધાર વિનાની ને વેદશાસ્ત્રને અનુસરતી નહી રેહેનારી જે વાણી તે વાણી વેશ્યા છે, કેમકે જે વાણીને માથે વેદશાસ્ત્ર કે પુરાણ ધણી નથી ને ધણી વીનાની જ્યાં હોય ત્યાં ભટકે એવી જે વાણી તે વેશ્યા છે.

જુઓ બીજા ચરણમાં સાંભળનારને ગમાર કહ્યા તે ખરૂં છે, કે જે ધણી વીનાની વાણી તે વેશ્યા, અને તે વેશ્યાના ભોગી, એટલે સાંભળનારા, તેને ગમાર કહ્યા, શાથી કે ગમાર વિના કોઈ વેશ્યાનો ભોગી હોય નહી. માટે જે વેશ્યા જેવી વાણી તેના સાંભળનારા એટલે ભોગી તે બરોબર ગમાર છે.

વળી ત્રીજા ચરણમાં પંડીતને ભડવા કહ્યા, તે ખરૂં છે; કે જે ધણી વિનાની વાણી તે વેશ્યા છે. અને તે વેશ્યાનું વિવેચન કરનારા એટલે તે વાણીના વાંચનારા, અને વાંચીને તે વાણી રૂપી વેશ્યાના વખાણ કરનારા તેવા તે પંડીત ભડવા છે. કેમકે ભડવા વિના વેશ્યાના વખાણ બીજા કોઈ તો કરે નહી. તેથી વેદશાસ્ત્રથી બાહાર જે વાણી તે વેશ્યા છે. અને તે વાણીના ભોગી તે ગમાર છે, અને તે વાણીનું માન વધારનાર તે ભડવા છે. એજ કમાલની સાખીનો હેતુ સહિત ઉત્તર છે. તે ઉત્તર કહ્યા.

---

## તુળશી પરણાવવા વિષે પ્રષ્ણ ૩૯.

### કુંડળીઆ.

વૈષ્ણવ જન આ વિશ્વના, મગરૂબીમાં મગ્ન;
તુળશી સંગ વિષ્ણુ તણુ, કરે ફેર ફેર લગ્ન;
કરે ફેર ફેર લગ્ન, પુન્નર વિવાહ તુલ્ય તેતો;
વિશ્વ તણાં માબાપ, વિષ્ણુને મંદા એ તો;
પુત્રો એ માબાપ, વરાવા કોણુ મત આપી;
જેણે કરી આ રીત, તેહને જાણુ પાપી.

---

હે મહારાજ આજના વૈશ્નવો વારંવાર તુળશીને અને વિષ્ણુને પરણાવે છે, એ કેવું અધર્મ છે. કે વિષ્ણુને બ્રંહ્મા જે તુળશી તે તો વચનવડે વરેલાં છેજ તેને પાછાં ફરી ફરી પરણાવે છે. ત્યારે એ તે પુન્નરલગ્ન કરે છે કે શું? વળી વિષ્ણુ તથા બ્રંહ્મા તેતો વૈષ્નવોના માતા પીતા છે અને વૈષ્નવજનો તેમનાં બાળબચ્ચાં છે. તેવા તે વૈષ્નવો જે પોતાનાં માતા પીતાને પરણાવે છે એતે ન્યાય કે અન્યાય; અને તુળશીને ને વિષ્ણુને પરણાવવાનું જેણે કાહાઢયું હશે તેણે તે કોઈ પુસ્તકના આધારે કાઢેલું કે ઉટાંગ કાઢેલું હશે? જો કોઈ પુસ્તકના આધારે કાઢેલુ કેહેશો તો અમોએ ઉપર જે શંકા કરી તે શંકા પ્રમાણે તો તે પુસ્તક ખોટું ભાસે છે, કેમકે માતા પિતાને પરણાવવાને પુત્ર યોગ્ય નથી. તેમ વારંમવાર પરણાવે છે તે પણ યોગ્ય નથી. આ વિષે ખરો ખુલાસો કરો.

## ઉત્તર ૩૯.

વ્યાસજી--જુઓ ભાઇ, તુળશી ને વિષ્ણુનું લગ્ન કર્યાંનું મહા પુન્ય છે, અને તે મ્હોટા પુરૂશોએ પુસ્તકોના આધારે કાઢેલું છે તેમાં તો કીચીંત માત્ર ફેર નથી. પણ તમોને અયોગ્ય દેખાયું તે આગળના પુસ્તક કર્તાના હેતુથી વિરૂદ્ધ લગ્ન કરે છે. માટે અયોગ્ય દેખાય છે અને અયોગ્ય છેજ પણ જે આગળના પુરૂશો તુળશી તથા વિષ્ણુને પરણાવ્યાનું મહા પુન્ય છે એમ કહી ગએલા તેમનો કેહેવાનો હેતુ હાલના અજ્ઞાની ભક્તો અને સ્વારથી ગુરૂઓ નથી સમજ્યા તેને લીધે અયોગ્યને અઘટીત નહિ કરવાનું કરે છે, કે તુળશીને અને વિષ્ણુને પરણાવે છે. એ કેહેનારાના હેતુથી ઉલટું થયું છે.

જીજ્ઞાસુ--હે માહારાજ તુળશીનું ને વિષ્ણુનું લગ્ન કર્યાનું મહા પુન્ય છે એમ કેહેનારા પુરૂષનો શો હેતુ હશે તે કૃપા કરીને કહો.

વ્યાસજી--જુઓ ભાઈ જે વિપ્ર છે તે વિષ્ણુનું રૂપ છે. અને બ્રાહ્મણની તનયા તે તુળશીનું રૂપ છે તે બ્રાહ્મણના પુત્રને અને કોઇ બ્રાહ્મણની કુંઆરીકા પુત્રી તે કુઆરી કન્યાને બ્રાહ્મણના પુત્ર સાથે પરણાવી કન્યાદાન દેવું. એટલે તે વિષ્ણુને તુળશી પરણાવ્યાનું પુન્ય થાય છે એમ મુળ કેહેનારા પુરૂષનો હેતુ છે. અને એ પ્રમાણે કર્યાથી તમારી શંકા રેહેતી નથી. કેમકે એ લગ્ન ફરીથી કરવાનું નથી. અને માતા પિતાને પુત્રોએ પરણાવ્યા એમ પણ થતું નથી. કદી માતાપિતા તુલ્ય બ્રાહ્મણને અને બ્રાહ્મણીને ગણશો, પણ જે કુઆરો બ્રાહ્મણ ને કુંઆરીકા બ્રાહ્મણની પુત્રી તે માતાપિતા તુલ્ય લગ્ન થયા વિનાનાંને કહીએ તે સંભવે નહિ, તેથી તમારી શંકા છે તે પણ રેહેતી નથી. માટે આ રીતે તુળશીને અને વિષ્ણુને પરણાવવાનું કેહેનારાનું કેહેવું છે, અને તે નિસ્સંશય છે.

જીજ્ઞાસુ—હે માહારાજ તમોએ જેમ બ્રાહ્મણને બ્રાહ્મણની પુત્રીનું લગ્ન કરવાનું કહ્યું, એમ મુળના કેહેનારાએ સ્પષ્ટ ઉઘાડુ કેમ કહ્યું નહી. તે તુળશી ને વિષ્ણુ એવાં નામ આપીને કેમ કહ્યું ?

વ્યાસજી—ભાઈ એ કેહેનારા પુરૂષ તો બ્રાહ્મણને વીષ્ણુ, અને બ્રાહ્મણની તનીયાને તુળશી સમજતા. તથા માનતા તેથી તુળશી અને વિષ્ણુ એમજ નામ આપેલું. જો તે પુરૂષોએ તે વેળા એમ જાણ્યું હોત કે આગળના અજ્ઞાનીયો આવો ઉંધોજ અર્થ સમજશે, તો તે સ્પષ્ટ લખત. પણ તેમણે આવું ઉલટું થઈ જવાનું જાણ્યું નહોતું, કેમકે જે શાહુકાર છે તે સહુને શાહુકાર જાણે છે ને જે ચોર છે તે સહુને ચોર જાણે છે. તેમ તે પુરૂષો સહુને પોતાના સરખા જાણીને પોતે બ્રાહ્મણને અને બ્રાહ્મણની કન્યાને વિષ્ણુને અને તુળશીને પરણાવવાં એમ કહી ગયા છે. માટે તમો પણ યથાર્થ એમજ માનો ને તુળશી તથા વિષ્ણુને ઉપર કહ્યું તે પ્રમાણે પરણાવવા હેતુ રાખો ને પરણાવો તો તેથી તમારી શંકા પણ રેહેશે નહી ને મોહોટા પુરૂષના કેહેવા પ્રમાણે મહા પુન્ય થશે તેમાં ફેર નથી. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## હંકાર વિષે પ્રષ્ણ ૪૦.

દોહરો.

દયા ધર્મકો મુલહે, પાપ મુલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ગટમે પ્રાન.

---

## ઉત્તર ૪૦

વ્યાસજી—જો ભાઈ તુળશીદાસે તો સમજીને કહ્યું છે, પણ હાલના અજ્ઞાની વેશધારી સર્વેને એમ કહે છે કે દયા રખના. ઓર હંકારકા ત્યાગ કરના. એમ કહી સર્વેપર દયા રખાવે છે ને હંકાર તજાવે છે, તે એક તરફી ભાષણ કરે છે. એજ મોહોટું તેઓનું અજ્ઞાન છે. પણ તુળશીદાસે એવા હેતુથી કહ્યું છે કે શુભાચરણી પ્રાણી ઉપર દયા રાખવા. અને તેવા ઉપર જે દયા રાખવી, તેજ ધર્મનું મુળ છે. બાકી કુબુદ્ધિના જીવ ઉપર દયા રાખવી ને દયા રાખવાથી તેનુ પોષણ કરવું અને પોષણ કરવાથી તે શક્તિવાન થઈ વીશેશ કુબુદ્ધિ કરે, અને તે વિશેશ કુબુદ્ધિ કરવાથી અધર્મનું મુળ ઉભુ થાય, તેથી તેવા જીવ ઉપર દયા રાખવી તે પાપનું મુળ છે. વળી પાપનું મુળ અભીમાન કહ્યું છે. તે એવા હેતુથી કે વ્યવહારીક કામ સંબંધી જે હંકાર રાખે તે હંકાર પાપનું મુળ છે. બાકી શુભ કાર્યનો જે હંકાર છે તે ધર્મનું મુળ જાણવું ને મોક્ષનો હેતુ જાણવો. કેમકે કોઇ એમ હંકાર ધરે કે ફલાણો હરી ભજન

કરીને ભગત કહેવાયો તો હું પણ એના કરતાં ઘણીજ ભક્તિ કરીને માહારૂં ભક્ત નામ કેહેવરાવું. આવો જે હંકાર રાખે છે તે હરિભજનનો હંકાર પાપનું મુળ નથી એ તો ધર્મનુંજ મુળ છે. વળી કોઇ એમ હંકાર ધરે કે અસ રાત દીવસ કષ્ટિ વેઠીને અને ખરૂ ચીત લગાડીને જ્ઞાન સંપાદન કરી હું મોક્ષ-પદને પામુ ત્યારેજ જંપુ એમ હંકાર ધરી જ્ઞાન સંપાદન કરે છે તેવો જે હંકાર તે મોક્ષનો હેતુ છે. આ રીતે તું હંકાર રાખીશ તો તે પાપનું મુળ નથી, માટે અમોએ કહયો તેવો હંકાર ધરવોજ અને કુબુદ્ધિ જીવ ઉપર દયા નહિજ રાખવી. એજ તમારા પ્રષ્ણનો વિવેકી ઉત્તર છે.

---

## રાગદ્વેશ વિષે પ્રશ્ન ૪૧

દોહરો.

રાગદ્વેશ કરવો નહી, કોઇ ઉપર કોવાર;
કરે તે જીવ ભોગવે, ચોરાશી અવતાર.

---

હે મહારાજ પરમંશ દીક્ષાવાળા અમોને એમ કહે છે કે કોઇ ઉપર કોઇ વાર રાગદ્વેશ કરવો નહિ તેમ રાખવો પણ નહિ. અને રાગદ્વેશ કોઇ ઉપર રાખશો તો લક્ષચોરાશી અવતારને ભોગવશો તે કેમ હશે.

## ઉત્તર ૪૧.

વ્યાસજી—ભાઇ રાગદવેશ નહી રાખવો એ વચન ખરૂ છે પણ કોઇ ઉપર નહી રાખવો એ ખોટું છે. અને જે રાગદવેશ કોઇ ઉપર નહિ રાખવો એવું જે તમને સમજાવે છે, તે લોકો રાગદવેશના ગુણ સમજ્યા વિના સમજાવે છે તેથી તમારા મનને યથાર્થ ગોઠતું નથી, ને ગોઠવાના કારણથી તમારે અમને પુછવું પડયું, બોલો આ વાત ખરી કે ખોટી ?

જીજ્ઞાસુ—હા મહારાજ ખરી વાત છે !

વ્યાસજી—જુઓ ભાઇ રાગદ્વેશ નહી રાખવો તે કોની સાથે નહિ રાખવો, કે સંસારના વ્યવહારની અનીતિયોમાં રાગ નહી રાખવો. અને સદાચરણીને જ્ઞાનીજનની સાથે દ્વેશ નહી રાખવો. અને અમો કહીએ છીએ કે રાગદ્વેશ રાખવો તે કોની સાથે રાખવો, કે જ્ઞાની પુરૂષોની સાથે તથા વેદશાસ્ત્રોના જ્ઞાનમાં તથા હરીભક્તમાં તથા નીતીમાં તથા વિવેક વિગેરે સદાચર્ણમાં સદા રાગ રાખવો તે ધર્મની વૃધી કર્તા છે. અને મોક્ષનો હેતુ છે, વળી અધર્મી ધર્મનું ઉથાપન કરતાં હોય, જેવા કે પોતે બ્રહ્મ થઇ બીજા સહુને બ્રહ્મ ઠરાવી, પરમેશ્વરનું ભજન કર્નારા ભકતોનાં ભજન છોડાવવાનો હેતુ રાખે છે, ને સર્વે બ્રહ્મ છે એમ ઠરાવી ભ્રષ્ટાભ્રષ્ટ ચલાવવા ચાહ્ય છે, એવાં જે અધર્મી તથા

અનિતી તથા દુરાચરણી તથા અવિવેકી તથા અનર્થી વિગેરેના ઉપર દ્વેશ રાખવો, તે પાપ નથી. અને તે મોક્ષનો હેતુ છે. કેમકે રામચંદ્રજીએ પણ એવા જીવોના ઉપર દ્વેશ રાખેલો છે. વળી પાતાળમાં તાડુકી દહીત કોઈને પરમેશ્વરનું ભજન કરવા દેતો નહી ને પોતાનું ભજન કરાવતો, જેમ આજના ગુરૂઓ પોતાનું ભજન કરાવે છે જેમકે, ગુરૂ મહારાજા ગુરૂ. જે જે ગુરૂ મહારાજા ગુરૂ. એમ ભજન કરાવે છે તેમ તે તાડુકી દહીત પોતાનું ભજન કરાવતો હતો, તેના ઉપર પ્રભુ દ્વેશ રાખતા હતા, ને દ્વેશ રાખી અર્જુન પાસે હીર્ણાકસ્યપ મરાવ્યો તેમ જેવા જીવ ઉપર દ્વેશ રાખવો તે ઘણું રૂડુ ને અધર્મના નાશકારક છે, તેથી તે પણ શુભ ફળનો હેતુ છે. માટે અમોએ કહ્યું તે પ્રમાણે રાગદ્વેશ રાખવો, ને રાગદ્વેશ નહી પણ રાખવો. એટલે રાખવા અથવા ન રાખવા યોગ્ય અમોએ જે જે સ્થળ બતાવ્યાં તેવે તેવે ઠેકાણે તેવે તેવે પ્રકારે કરવું. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## પંચવિશય વિષે પ્રષ્ણ ૪૨.

### દોહરો.

ત્યાગીને મુખ સાંભળ્યું, વિશય અશુભ અપાર;
તમે અશુભ શુભ ગાઓછો, તે એ શા પરકાર.

---

હે મહારાજ અમોએ ઘણાક ત્યાગીઓને મુખથી એમ સાંભળ્યું છે કે જે પંચ વિષય છે તે માહા અશુભ છે, અને તમારા મુખથી ઘણીવાર એમ સાંભળ્યું છે કે પંચ વિષય અશુભે છે ને શુભ પણ છે એવા તમે બેઉ પ્રકાર કહો છો તે કેવી રીતે તે કૃપા કરીને કહો.

### ઉત્તર ૪૨.

વ્યાસજી—જુઓ ભાઈ પંચવિષય જે શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ને ગંધ, આ પાંચે વિષય ઘણાજ અશુભ છે તેમ ઘણાજ શુભ છે, તે વિશે પ્રથમ અશુભ છે તે બતાવું છું. જો કે પહેલો શબ્દ, વિષય, જે શબ્દ બોલવાથી કે સાંભળવાથી કામજ્વરની અથવા ક્રોધની અથવા પ્રપંચની મતી થાય તેવા શબ્દ બોલવા કે સાંભળવા એ અશુભ છે. બીજો સ્પર્શ વિષય એટલે શું જે સ્પર્શ કરવાથી કામી, ક્રોધી, અધર્મી, દુરાચરણી, અવિવેકી, તથા ભ્રષ્ટ થવાય તેવાનો સ્પર્શ કરવો એ અશુભ છે. ત્રીજો રસ વિષય, એટલે જે રસથી એક જીવના બે જીવ થાય, જેમકે, તાડી, મધપાન વિગેરે નિશાના ભરેલા જે રસ છે તે રસ તથા રસની રાસક જે રસના ( જીભ ) એ રસના વડે કરીને શુભ પ્રાણીનું અપ-

માન થાય તથા અસત્ય કરવા યુક્તિ ભર્યું બોલાય તથા કોઈને કામજ્વર દ્રષ્ટીથી મોહ લાગે તેવા વચન બોલાય વિગેરે અનીતિ થાય તેવાં કાર્ય કરાય તે અશુભ છે, ચોથો રૂપ વિષય, એટલે પરદારાનાં સારાં નર્તા રૂપ જોવાં તથા સારા નરતા પોશાગ જોવા; એ જોવાનું મુળ કારણ મોહ છે, અને જે મોહ છે તે કામજ્વરનો હેતુ છે માટે એ રૂપ વિષય અશુભ છે. પાંચમો ગંધ વિષય એટલે અત્તર ફુલેલ વિગેરેની વાસના લેવી તે પણ જીવને કામવૃતિ વિગેરે ઉપજાવનાર છે, માટે તે પણ અશુભ છે. અને તે પંચ વિષયમાંના એક એક વિષયથી જે જે જીવ હાની પામ્યા છે તેનું વર્ણન વલ્લભપદમાળા નામના પુસ્તકમાં એકસોને ત્રીસમા પ્રષ્ટે પેહેલા પદમાં કહેલું છે તે જો અને તે એકેક વિષયથી હાની પામે છે તો આ મનુષ પાંચ પાંચ વિષયના ભોગી થાય છે તે પાંચે વિષયો ઉપર કહ્યું તે પ્રમાણે પંચવિષય અશુભ છે.

હવે એજ પંચવિષય શુભ છે, તે વિશે સાંભળો, પ્રથમ શબ્દ વિષય તે વેદશાસ્ત્ર કે જ્ઞાનના શબ્દો ઉચ્ચારણ થતા હોય તે શબ્દો સાંભળવાથી જ્ઞાનની પ્રાપ્તી થાય છે, ને તે જ્ઞાનથી મોક્ષની આપ્તા થાય છે, વળી જ્ઞાન સંપાદન કરી પરમાત્માના નામના શબ્દ ઉચ્ચારણ કરવાથી તે પદની પ્રાપ્તિ થાય છે, માટે શબ્દ વિષય માહા મોક્ષનો હેતુ છે. જોકે શબ્દ થકીજ સર્વને જ્ઞાન થાય છે, માટે તે શબ્દ જ્ઞાનનો હેતુ છે ને જ્ઞાન મોક્ષનો હેતુ છે. માટે શબ્દ વિષય શુભ છે. બીજો સ્પર્શ વિષય, તે કોઇ જ્ઞાની પુરૂષોના ચરણનો સ્પર્શ કરી નમસ્કાર કરીયે તથા તેવા પુરૂષની ચર્ણચંપી કરીયે તથા દેહને સ્પર્શ કરી શેવા કરીએ તો તે સેવાને લીધે તે જ્ઞાની પુરૂષ જ્ઞાન કથન કરીને જ્ઞાન કરે તેથી જ્ઞાન થાય અને જ્ઞાનથિ મોક્ષ થાય, માટે સ્પર્શ વિષયજ્ઞાનનો તથા મોક્ષનો હેતુ છે.તેથી તે સ્પર્શ વિષય શુભછે, ત્રીજો રસ વિષય તે જ્ઞાની પુરૂષોના ચરણ ધોઇને તે ચર્ણામ્રત જળ જે રસ અશુભ નથી ને શુભ છે. વળી રસભોગી રસિક જે રસના તે રસનાએ કરીને હરીભજન થાય તે હરીભજન પણ મોક્ષનો હેતુ છે, માટે રસવિષય શુભ છે. ચોથો, રૂપ વિષય, તે જ્ઞાની પુરૂષો જે માહાત્મા તેવા જુદા જુદા જેટલા હોય તેટલા મહાત્માનાં સ્વરૂપનાં દરર્શણ કરવાથી પાપ માત્ર નાશ પામે છે ને તે સ્વરૂપોમાં મોહ પામવાથી તેમની પાસે સેવામાં સ્થીતી કરવાની ઈચ્છા થાય છે, અને તેવી ઈચ્છા થાય છે ને શેવા કરવાથી તે જ્ઞાન દે છે, અને તે જ્ઞાન થવાથી મોક્ષ મળે છે, માટે રૂપ વિષય તે પણ મોક્ષનો હેતુ છે, તે શુભછે. પાંચમો,ગંધવિષય,તે ચંદન પુષ્પની ગંધવડે મહાત્માનું પુજન થાય, તેથી માહાત્મા રીઝીને જ્ઞાન કરે તેણે કરી જ્ઞાનની પ્રાપ્તી થાય અને જ્ઞાને કરીને મોક્ષની પ્રાપ્તી થાય, માટે ગંધવિષય છે તે પણ મોક્ષનો હેતુ છે. તેથી તે પણ શુભ છે. આ રીતે પંચવિષય માહાશુભ અને મોક્ષનો હેતુ છે તેથી અમો પંચવિષયને અ-

શુભને શુભ એઉ રીતે કહીએ છીએ. અને જે પંચવિષયને ફક્ત અશુભજ કેહે છે તે અવિવેકથી ને વિના વિચારે અજ્ઞાનતાથી કેહે છે, એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## નીંદા વિશે પ્રષ્ણ ૪૩.

### સાખી.

પુછુ પુરણ દાસ હું, ચેતાવો તો ચેતુ;
નીંદા કરવી કોયની, તે છે શાનો હેતુ.

---

હે ગુરૂ માહારાજ કોઇની નીંદા કરવી તે શાનો હેતુ છે,

### ઉત્તર ૪૩.

વ્યાસજી—જુઓ ભાઈ વિવેકવડે વિચારે તો, નીંદા નર્કનો ને મોક્ષનો એ બેઉનો હેતુ છે. જો કે વેદ, શાસ્ત્ર, પુરાણ, તથા મોહોટા પુરૂષોનાં વચનોનો હેતુ સમજીને યથાર્થ તારણ કાહાડે, અને તે તારણનું જ્ઞાન અનંત જીવોને કરે તેવાની તથા નીતિપૂર્વક વર્તતા હોય તેવાની તથા વિચાર સહીત વિવેકી હોય તેની તથા શદાચરણ પાળતા હોય તેની તથા જ્ઞાન સંપાદન કરી હરીભજન કરતા હોય તેવાની, એ વિગેરે ઉત્તમ પ્રાણીયોની નીંદા કરવી તે નર્કનો હેતુછે. અને કોઇ નીંદા મોક્ષનો હેતુ છે તે તને કહું છું, જો કે, કોઇ અધર્મી પ્રાણીનો કોઇ સંગ કરતો હોય તેવા અધર્મીની સોબત છોડાવવાને અને સદાચરણમાં લાવવાને માટે અધર્મીની નિંદા કરીએ તેણે કરીને પાપ નથી. કેમકે અધર્મીની નિંદા કર્યા વિના સંગ કરનારને અધર્મી ઉપર અરૂચી થાય નહિ માટે નીંદા કરીને અધર્મીની સંગત છોડાવવી. અને તે અધર્મીની સંગત છોડવાથી તે સધર્મીનો ને જ્ઞાનીજનનો સંગ કરે તેથી તેને જ્ઞાન થાય અને જ્ઞાન થવાથી તેને મોક્ષપદની પ્રાપ્તિ થાય. તેથી તેવો જે ઉપકાર ને જે ઉપકાર કરનાર તે પણ મોક્ષપદનો અધિકારી થાય છે માટે આ કહ્યું તે પ્રમાણે નીંદા કરવી એ મોક્ષનો હેતુ છે, વળી અનિતીના જે જે કાર્ય છે તે કાર્યની તથા અધર્મ પંથ ચલાવનારની તથા પંથ ચલાવી જીવોને અવળું સમજાવનારની, તથા દુરવ્યસનની તથા અવિવેકનાં કાર્યની એ વીગેરે એવાં એવાં દુરાચરણોની નિંદા કરવી તે મોક્ષનો હેતુ છે. કેમકે, જે જે કાર્ય દુરાચરણીને અવિવેકી છે તે દુરાચરણો શોધી કાહાડી પોતાના મનથીજ નિંદા કરે ને તે નિંદા કરવાથી તે દુરાચરણો ઉપર અરૂચી થાય ને અરૂચી થવાથી તેનો ત્યાગ કરાય માટે તે નિંદા મોક્ષનો હેતુ છે. વળી જેવાં દુરાચરણ જેમાં માલમ પડયાં હોય તે દુરાચરણી કાર્યની કોઈ બીજાની આગળ નિંદા

કરી બીજાને પણ દુરાચરણથી છોડાવે તે પણ મોક્ષનો હેતુ છે. આ બન્ને રીતે નિંદા નર્કનો ને મોક્ષનો હેતુ અમો કહીએ છીએ. એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

## ગુરૂના પ્રકાર વીષે પ્રશ્ન ૪૪.

દોહરો.

મહારાજા મેં સાંભળ્યું, ગુરૂ ત્રણ પરકાર;
પાહાણ પત્ર તુલ્ય હોય છે, કાષ્ટ તુલ્ય કોઈ દ્વાર.

હે મહારાજ મેં ત્રણ પ્રકારના ગુરૂ સાંભળ્યા છે કે એક તો પાશાણ જેવા ગુરૂ, બીજા પત્ર ( પાંદડાં ) જેવા ગુરૂ, ત્રીજા કાષ્ટ ( લાકડા ) જેવા ગુરૂ. એ ત્રણ પ્રકારના ગુરૂ હોય છે તે શી રીતે ત્રણ પ્રકારના હશે, એટલું કૃપા કરીને કહો.

### ઉત્તર ૪૪

વ્યાસજી—જે ગુરૂ પોતે ડુબે ને જે શીષ્ય પોતાને વળગ્યો હોય તેને ડુબાડે તેવા જે ગુરૂ તે પાશાણ તુલ્ય છે; કેમકે જેમ પથરો તરે નહી ને જે વળગ્યો હોય તેને તારે પણ નહી એવો પાશાણનો સ્વભાવ છે તેવા ગુરૂ પાશાણ તુલ્ય છે. બીજો પત્ર ( પાંદડાં ) તુલ તે પાંદડું પોતે તરે પણ જે કોઈ પાંદડાને વળગ્યું હોય તેને પાંદડું તારે નહી, કેમકે વળગનારની સાથે પ્રથમ તો બુડે ને પછી બુડેલાને પુરો બુડવા દેઈને પોતે તરીને બાહાર નીકળી પોતે તરે તે રીતે જે પત્ર તુલ્ય ગુરૂ છે તે શીષ્યને બુડાડે ને પોતે તરે તે પત્ર ગુરૂ છે. ત્રીજો કાષ્ઠ ( લાકડા જેવો ) જે ગુરૂ છે તે નમસ્કાર કરવા યોગ્ય છે, કેમકે જેમ કાષ્ઠ પોતે તરે ને જે પોતાને વળગ્યો હોય તેને પણ તારે તે કાષ્ટ સરીખા ગુરૂ છે. આ રીતે ત્રણ પ્રકારના ગુરૂ હોય છે તે ખરૂં છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

## નક્ષત્રી પૃથ્વી વીષે પ્રષ્ણ ૪૫.

હે માહારાજ ઘણાને મુખથી પુસ્તકોના આધારે મેં સાંભળ્યું કે ફરશુરામે એકવિસવાર નક્ષત્રી પૃથ્વી કરી તે વચન વિશે મને એમ શંકા થાય છે કે નક્ષત્રી એટલે ક્ષત્રી એવું નામજ પૃથ્વીમાં નહી તે નક્ષત્રી કેહેવાય, એવી નક્ષત્રી પૃથ્વી પ્રથમ ફરશુરામે જ્યારે કરિ તે પછી તો ક્ષત્રી પૃથ્વીમાં રહ્યા નહી તો પછી ફરશુરામે બીજીવાર શી રીતે નક્ષત્રી પૃથ્વી કરી ? વળી બીજી વેળા નક્ષત્રી કરી ત્યારે ક્ષત્રીતો રહેલાજ નહી ને એકવિસવાર નક્ષત્રી પૃથ્વી શી રીતે કરેલી સંભવે, તે કૃપા કરીને કહો.

### ઉત્તર ૪૫.

વ્યાસજી—જુઓ ભાઇ એ વચનમાંજ સમજાય તેવું છે જુઓ કે નક્ષત્રી થ્વી કરી એમ કહ્યું છે, પણ નક્ષત્રાણી પૃથ્વી કરી એમ કહ્યું નથી. માટે ત્રીઓનો એટલે જે ક્ષત્રી પુરૂષો, તેઓનો નાશ કર્યો તેથી નક્ષત્રી પૃથ્વી કરી ામ કહ્યું, એ વાત સત્ય છે કે, ક્ષત્રી માત્રને મારી નાંખ્યા. પણ ફરશુરામે ક્ષત્રાણી એટલે ક્ષત્રીની સ્રીઓનો નાશ કર્યો નથી, જો ક્ષત્રીની સ્રીઓનો નાશ રે તો અનંત સ્રી હત્યાયો લાગે માટે ક્ષત્રાણીઓનો નાશ કરેલો નહી. ક્ષત્રાણીઓ કોઈ કોઇ સગર્ભા, ( ગર્ભવાળી ) રહેલીઓ તેઓથી પાછી ક્ષત્રીની ત્પત્તી થયેલી. તે પછી પાછું બીજીવાર પણ એમજ થયેલું ને વારંવાર ક્ષત્રી- ો માત્રને એટલે ક્ષત્રી પુરૂષો માત્રને હણીને નક્ષત્રી પ્રથ્વિ કરેલી એ રીતે ક્ષત્રી પ્રથ્વીના પ્રશ્નનો ઉત્તર છે. જો ક્ષત્રીઓને અને ક્ષત્રાણીઓને સર્વને માર્યા ાત તો એકવાર નાશ કર્યા પછી બીજીવાર ક્ષત્રીની ઉત્પતિ થાય નહી; ને ીજીવાર નક્ષત્રી પૃથ્વી કરી કેહેવાય નહી. તો આતો એકવીસવાર નક્ષત્રી પૃથ્વિ રી કહિ છે, માટે સમુળગુ ક્ષત્રી બીજ હણી નાંખ્યું હોય એમ ભાસતું નથી, દી ભાસે તો તે સંભવતું નથી, માટે અમોએ કહ્યું એજ રીતે નક્ષત્રી પૃથ્વી રેલી એજ તમારા પ્રશ્નનો ઉતર છે.

---

### પ્રભુ પુત્ર થયા વિષે પ્રષ્ણ ૪૬.

હે માહારાજ પ્રભુ છે તે બધા જગ્તના પિતા છે તે દસરથને ઘેર રામ ાઈ અવતરી પુત્ર થયા ને તેજ પ્રભુ પાછા નંદ વસુદેવને ઘેર કૃષ્ણ અવતાર ારિ તેમના પુત્ર થયા. એ સંભવતું નથી. કેમકે જે પ્રભુ પીતા તુલ્ય અને જગતના જીવો પુત્ર તુલ્ય તે પુત્રના પુત્ર પિતા થયા હોય એમ સંભવતુ નથી દી કેહેશો કે નંદ વસુદેવ, દસરથજી એઓએ તપ કરી પ્રભુને પુત્ર થવાનું રદાન માગ્યું હતું, એમ કેહેશો તે પણ સંભવે નહિ. કેમકે, જે પુત્ર પોતાના પેતાને પોતાનો પુત્ર કરવાની ઇચ્છા રાખે તે માહા પાપનો અધિકારી થાય ે, માટે પ્રભુને પુત્ર થવાને વરદાન માગ્યું હોય તે પણ સંભવતું નથી. તેમ તાં પંડોપંડ પ્રભુ પુત્ર થઇ અવતર્યા એ વાત અસંભવિત છે. તેનો ઉત્તર કરો.

### ઉત્તર ૪૬.

વ્યાસજી—જુઓ ભાઇ વસુદેવ તથા દસરથને ઘેર પંડોપંડજ પ્રભુ પુત્ર ાયા એવું જે કહે છે અથવા માને છે, તે મહા અજ્ઞાની, અધર્મી અને પાપના અધિકારી છે. જો પંડોપંડજ પોતે પ્રભુ ત્યાં વસુદેવ તથા દસરથને ઘેર પુત્ર ઇ આવ્યા હોય તો પછી વૈકુંઠ વિગેરે સર્વ ખાલી રહેલું સંભવે, પણ તે ાઈ પુસ્તકમાં એમ નથી કહ્યું કે, રામ અવતાર તથા કૃષ્ણ અવતાર પૃથ્વી

પર થયા તે વારે વૈકુંઠ કે અક્ષર ધામ કે ગમે તે કોઈ ધામ ખાલી પડયું હતું એવું કોઇ પુસ્તકમાં નથી માટે પ્રભુ પંડોપંડજ પૃથ્વીમાં અવતર્યા એ સંભવતું નથી. વળી પ્રભુ પીતા તે પીતા પુત્ર થાય તે પણ સંભવતું નથી. પણ ને ભાઈ, પ્રભુ પંડોપંડ તો પુત્ર થયા નથી, તેમ નંદ, વસુદેવ કે દસરથે કાંઈ વરદાન એમ માગેલું કે પ્રભુ તમેજ અમારા પુત્ર થાઓ, એમ સંભવતું નથી. ફક્ત એમ માગેલું સંભવે છે કે હે પ્રભુ તમ જેવા અમારે પુત્ર થાઓ એવુંજ માગેલું છે. અને તેવું માગવાથી પ્રભુના અંશ કળાના અવતારો રામકૃષ્ણાદીક થયા છે, તેથી પંડોપંડ પુત્ર થયા નથી ને પ્રભુની અંશકળાના થયેલા જે રામકૃષ્ણાદિક તે પ્રભુ જેવાજ થયા એટલે પ્રભુના અંશ થયા પણ પ્રભુ પંડેજ પુત્ર થયા નથી; અને જે પુત્ર થઈને અવતરે તે પુરણ પ્રભુ હોય પણ નહિ. તેથી કબિરજી અથવા કોઈ બીજા પુરૂષ એમ કહી ગયા છે કે:—

સાખી.

ઈશ્વર સબકા બાપ હે, બેટા કીશીકા નાહી,
બેટા હોકે અવતરે, સોતો ઈશ્વિર નાહી.

---

આ સાખી કેહેનારે કહી છે તે ખરી છે ખોટી નથી. તેમ અમારો પણ એજ સીધાન્ત છે, એ રીતે સાક્ષાત પ્રભુ પુત્ર થયા નથી ને પ્રભુનો જે અંશ તે પ્રભુ જેવો હોય, તે રામકૃષ્ણાદીક પ્રભુના અંશ છે તે પુત્ર છે એમ માનવું યોગ્ય છે. એજ ઉત્તર છે.

## નામથી તરવા વિષે પ્રષ્ણ ૪૭.

સંવત ૧૯૪૫ના પોસ માસની કૃષ્ણ બીજને દીવસે વ્યાસજી વલ્લભરામ ગામ વિસનગર મધે દીવસે ભાવાર્થપ્રકાશ ગ્રન્થની કથા પોતાના મુકામમાં કેહેતા હતા તે સમે દેસાઈ, રળીઆતરામ મગનભાઈ વિગેરે પુરૂષો તથા ઘણી બાઇઓ તે કથા સાંભળવાને બેઠાં હતાં. તે કથા પુરણ થઈ રહ્યા પછી વિસનગરા નાગર બ્રાહ્મણ, પંડયા, રેવાશંકર પ્રભુરામે; પ્રષ્ણ પુછયું.

હે માહારાજ તમોએ ભાવાર્થ પ્રકાશ નામના ગ્રન્થમાં એમ કહ્યું છે કે, જ્ઞાન વિના ( યથાર્થ જાણ્યા વિના ) જે નામ જપે છે તેણે તેને મોક્ષની પ્રાપ્તી થતી નથી. તો શ્રીમદ્ ભાગવતમાં અજામેળે પોતાનો પુત્ર નારણ હતો તેનેજ મરતી વખતે નારણ કહી બોલાવ્યો એટલામાં એ નારણ નામ કેહેવાથી તરી ગયો અને તે ઘણોજ અધર્મી હતો, તેમ છતાં પોતાના પુત્રનું નામ દેવામાં નારણ શબ્દ હતો તેટલા માટે તે તરી ગયો, તો નામથી મુક્તી નહી એ વાત આપની કેહેવી સંભવતી નથી.

## ઉત્તર ૪૭.

વ્યાસજી—જુઓ ભાઈ વિવેક વડે ન્યાય રીતે અજામેળ, નામ લેવાથી તરી ગયો એ વાત સંભવતી નથી, પ્રથમ તો એજ છે કે અજામેળ માહા અધર્મીને અનર્થિ હતો, વળી માહા પાપી હતો એમ તો ઉઘાડું એજ પુસ્તકમાં લખેલું છે. વળી એમ લખેલું છે કે એ અજામેળે નારણ નામ લીધું તે પોતાના પુત્ર ઉપરજ લક્ષ રાખીને પુત્રનેજ બોલાવ્યો હતો. કાંઇ નારાયણ જે ઈશ્વર તેમાં લક્ષ રાખીને પુત્રને બોલાવ્યો નહોતો, તેમ તેની વૃતી પણ પ્રભુમાં નોહોતી, તેમ તે જનમારાને અધમ હતો એટલે મરણ થવાના સમય પહેલાં પણ કોઈવાર એની વ્રતી ઈશ્વરમાં નોહોતી, તો પછી મરતી વેળા પ્રભુમાં વ્રતી થઇ એમ કહીએ તે પણ સંભવે નહિ, તેમ છતાં સ્પષ્ટ લખેલું છે કે પુત્રમાં વ્રતી હતી તેથી નારણ કહી પુત્રનેજ બોલાવ્યો છે તો હવે વિચારો કે, તે શી રીતે તરી ગયો, જો પુત્રમાં વ્રતી હતી ને તે પુત્રને નારાયણ કહી બોલાવવાથી તરી ગયો તો વેદની શ્રુતી ખોટી થશે કેઃ मरणेयाममतोसागतीः અર્થ—મરણ વેળા જ્યાં મતી હોય ત્યાં ગતી થાયઃ હવે જુઓ ભાઈ અજામેળના મરણ સમે પોતાના પુત્ર નારણમાં વ્રતી (મતી) હતી, ને પ્રભુમાં તો નોહોતી ત્યારે તે શી રીતે તરી ગયો, જો પુત્રમાં મતી હતિ ને પ્રભુમાં નોહોતી તેમ છતાં તરી ગયો, એમ માનીએ તો ઉપર કહી તે શ્રુતી ખોટી થાય છે, અને તે શ્રુતી સાક્ષાત વેદ નારાયણના મુખની છે. તેજ નારાયણે પોતાનું બોલ્યું પોતે પાળ્યું નહિ એમ થાય છે તેથી ને તેને તાર્યો એ વાત સંભવતી નથી. વળી એજ વેદ નારાયણે કહ્યું છે કે શ્રુતીઃ रहतेज्ञानात न मुक्तीः અર્થ—જ્ઞાન વિના મુક્તી નહિ, આ રીતે સાક્ષાત નારાયણનું કહેલું છે. તે શું તેમણે પોતાનું બોલેલું પોતે લોપ્યું ને શું તેને તાર્યો ? ના, કેમકે તે સંભવે નહિ. વળી એવાં પુત્ર પુત્રાદીકોના નામ લેવાથી તરે તો ઘણાએક મનુષ્યોમાં પુત્રનાં નામ નારણ, રણછોડ, કેશવ, મોહન, રામચંદ્ર, રાધાકૃષ્ણ, નટવરલાલ, શામલાલ, વિગેરે પ્રભુના નામે નામ પાડે છે, તો તે નામવાળાના પીતાઓ જે વેળા મરણ પામવા થાય છે તે વેળા જગતના વ્યવહાર પ્રમાણે ખાંચ ખુંચની તથા દેવા લેહેણાની વાત કેહેવા પુત્રને બોલાવે છે, તેથી તે પીતાઓ માત્ર ફક્ત પુત્રનુંજ નામ લેવાથી તરી ગયા હશે ને હાલ જે હશે, તે તરશે, તો પછી તેવા નામ વાળાઓના પીતાઓને તો ઠીક ફાવતું આવશે; કેમકે, આખો જન્મારો અધમ અનીતિ કરશે ને ઈશ્વરમાં લક્ષ જરાવાર પણ નહી પોરવે તો પણ તે છેવટે દીકરાનેજ બોલાવવાથી તરશે. ને તેવા તેવા દિકરાના નામ લેવાથી તરે છે એમ જગત જાણશે તો પછી સર્વ પ્રાણી પુત્રોનાં નામ તેવાંજ પાડશે, ને તેવાં પાડવાથી તે સહુ તરી જશે

તો પછી પ્રભુમાં આસ્તા રાખવાનું તથા તેમનું સ્મરણ કરવાનું તેઓને કાંઈજ પ્રયોજન રહેશે નહિ, તેમ આખો જન્મારો અધમ કરશેજ અને મરણ સમે પુત્રનું નામ દેશે, એટલે બસ છે. વાહ ! આ વાત તે કોઈ દીવસ સંભવે ? નજ સંભવે. વળી અજામેળ તરી ગયો એ વાત પુરાણ પક્ષની છે તેજ ખરી માનીશું તો વેદની જે શ્રુતીયો કહી તે વેદ જે નારાયણના મુખનાજ છે તે અસત્ય થશે, ને પુરાણ પક્ષ જે વ્યાસજીના મુખના તે સત્ય થશે.

રેવાશંકર—હે માહારાજ ત્યારે શું વેદ સત્ય માનવાને વ્યાસજીના કરેલાં પુરાણ અસત્ય માનવાં ?

વ્યાસજી—વેદ, શાસ્ત્ર, તથા પુરાણ એ સર્વ સત્ય માનવાં, પણ તે પુસ્તકોમાં જેજે વચનો હોય તે વચનોનો તોલ કરવો કે આ વચન તે ભયાનક છે કે રૂચીનું છે ? કે યથાર્થ છે ? વળી તે વચનનો શો ભાવાર્થ છે; એમ બધો તોલ બાંધવો. જો વચનોનો તોલ બાંધીએ તો ખરો મતલબ જણાય, માટે અજામેળ તરી ગયો આ વાતનો પણ તોલ બાંધો કે માહા અધર્મી તેણે મરતી વેળા પુત્રનેજ નારણ કહી બોલાવ્યો તેથીજ તરી ગયો આ વાત કોઈ કાળે સંભવતી નથી.

રેવાશંકર—ત્યારે ભાગવતના કર્ત્તા વેદમ વ્યાસજી છે તેમણે નામ દેવાથી અજામેળ તરી ગયો એમ કહ્યું તે શું ખોટું ?

વ્યાસજી—જુઓ ભાઈ એક તો ભાગવત વિશે માહા મોટી તકરાર છે. કેમકે વ્યાસજીએ એક ભાગવતને વ્રક્ષ રૂપી ગણ્યું છે.

ભાગવતરૂપિ એક માહારૂ વ્રક્ષ છે. તેને બાર ડાળાં છે, એટલે તેના બાર સ્કંધ છે. અને ત્રણસે ને બતરીસ ડાળીયો છે, એટલે ત્રણસે ને બતરીસ અધ્યાય છે. અને તેનાં અરાઢ હજાર પત્ર છે, એટલે હરાઢ હજાર શ્લોક છે એ રીતે વ્યાસજીએ કહેલું છે, તેનો આ પ્રમાણ—

**શ્લોક.**

**श्रीमद्भागवताभिधः सुरतरुस्ताराङ्कुरः सज्जनिः स्कंधैर्द्वादशभिस्ततः प्रविलसद्भक्त्यालवालोदयः ॥ त्रींशत्रिशतंचयस्यविलसच्छाखाः सहस्राण्यलं- पर्णान्यष्टदशेष्ट दोऽतिसुलभोववर्त्तिसर्वोपरि ॥ १ ॥**

તેમ છતાં હાલ શ્રીમદ ભાગવતના ત્રણસેને પાંતરીસ અધ્યાય થયા છે. તે ત્રણસે બતરી ઉપર ત્રણ અધ્યાય વધેલા છે તે કીયા તે કેહેવાનું કાંઈ કારણ નથી, પણ હાલ ભાગવતમાં ઘણું ઘણુ ઉમેરણ થઈ ગયેલું છે, એટલે આ અજામેળ વાળો ભાગ વધ્યો કે બીજુ વધ્યું છે એ વાત કેહેવાની અમારે જરૂર નથી, તેમ છતાં પદમ પુરાણને વિશે એમ કહ્યું છે કે **व्यासस्यवचनं**

કચીતસત્યંઃ એટલે વ્યાસનાં વચનો કોઇક સત્ય છે, એમ શાથી કહ્યું છે કે વ્યાસજીએ ઘણાંએક પુસ્તકોમાં ભયાનક, તથા રૂચી વચન વાપરેલાં છે, એટલે જગતના અજ્ઞાની જીવોને ભય બતાવી નીતીમાં રાખવા ભયાનક વચન કહેલાં છે, ને અજ્ઞાની જીવોને કોઇ રીતે ઇશ્વર ઉપર રૂચી થાય એવા હેતુથી રૂચી વચન કહેલાં છે, અને યથાર્થ એટલે જેવું ખરૂં હોય તેવું, તે યથાર્થ વચન છે, તે યથાર્થ વચન કોઇ કોઈ ઠેકાણે છે માટે પદ્મ પુરાણમાં વ્યાસજીનાં વચનોમાંથી કોઇકજ વચન સત્ય કહ્યું, બાકીનાં બીજા વચનોને અસત્ય ગણ્યાં નથી, પણ ભયાનક કે રૂચી વચન ગણ્યાં છે. માટે જુઓ ભાઇ આ અજામેળ પુત્રને નારણ કેહેવાથી તરી ગયો એ વાત રૂચી વચન છે. ને તે શા માટે રૂચિ વચન વાપર્યું; કે કોઇ અજ્ઞાની તરવાની આશાએ કોઇ રીતે પણ ઇશ્વરનું નામ દે, એ રીતે ઇશ્વરની ઉપાસના કરાવવાના હેતુથી અજામેળ પુત્રનું નામ નારણ કેહેવાથી તરી ગયો એમ કહ્યું. પણ અજામેળ ફક્ત નારણ નામ દેવાથી તરી ગયો એ વાત સંભવિત નથી તેમ છતાં તરી ગયો માનીએ તો તરવાનું કાંઇ બીજું કારણ હોવું જોઇએ. પણ ફક્ત પુત્રનું નારણ નામ દેવાથી તરી ગયો એ તરછટ ખોટું છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## પરમેશ્વરને રહેવાના આધાર વિષે પ્રષ્ણ ૪૮.

અમદાવાદ રાયપુર દરવાજા બહાર હરગોવન દલીચંદની વાડીમાં નારણદાસ નામના સાધુ આવેલા હતા. તે સાધુને હાથ પગ નોહોતા તે સાધુએ કોઇના પુછાવ્યાથી વ્યાસજી વલ્લભરામને ૧૯૪૫ ના માહા વદી ૧૩ ને દહાડે પ્રષ્ણ પુછયું.

હે મહારાજ તમો બ્રહ્મ પરોક્ષ કોહોછો અને તે જ્ઞાનાકારે આકારી કોહો છો વળી તે બ્રહ્મ વિશ્વથી ઉંચે રહેલા કોહોછો તો તેમાં અમારી એવી શંકા છે કે તે બ્રહ્મ શાના આધારે રહેલા છે. એટલે શાના ઉપર રહે છે ? કેમકે આધાર વિના કોઇ રહી શકતું નથી એમ સ્પષ્ટ દેખાય છે માટે તે બ્રહ્મ ઉંચે શા આધારે રહેલા છે તે કહો.

### ઉત્તર ૪૮.

વ્યાસજી—જુઓ મહારાજ સુર્ય ચંદ્ર તારા મન્ડળ ઉંચે છે તે શાને આધારે રહેલા છે ? નીરાધાર; એટલે સ્વસત્તાથી રહેલા છે. જુઓ જે સુર્ય ચંદ્ર તારા વિગેરે સ્વસત્તાથી ઉંચે રહેલા છે તો તે સર્વને પ્રકાશનાર જે બ્રહ્મ ( પરમાત્મા ) તે પોતાની સ્વસત્તાથી રહે તેમાં કાંઇજ સંશય નથી.

---

## જીવ ક્યાં જાય છે તે વિષે પ્રશ્ણ ૪૯.

હે મહારાજ જીવ દશાને પામેલાને આપ જીવ કહો છો તે જીવ એક દેહથી છુટે છે તેવો તે ક્યાં જાય છે, તે વિશે મને સંદેહ છે. કેમકે ઘણાક એમ કહે છે કે તે જીવની ક્રતી પ્રમાણે કોઇ ગર્ભમાં તેની વાસના મરણ સમે થાય છે તેથી તે જે દેહમાં છે તે દેહથી છુટે છે તેવોજ તે વાસના-વાળા ગર્ભમાં જાય છે. વળી ગરૂડપુરાણથી તથા ઘણાકના મુખથી એમ સાંભળ્યું છે કે જીવ દેહથી છુટે છે તેવોજ તેને યમદુત યમપુરીમાં લેઇ જાય છે. ત્યારે આ બેમાં કોનું કેહેવું ખરૂં છે, ને કેવે પ્રકારે ખરૂ છે તે ક્રપા કરીને કહો.

## ઉત્તર ૪૯.

વ્યાસજી—જુઓ ભાઈ બંનેનું કેહેવું ખરૂં છે. કેવે પ્રકારે તે કહું છું. જુઓ કે મરણ સમે જે દેહમાંથી જે જીવ નીકળવાનો થાય છે તે સમે તે જીવનાં કૃત્ય પ્રમાણે તેનો લક્ષ તેવા ગર્ભ વિશે જાય છે એટલે તેની મતી ( મત્તી ) તેવે સ્થળે થાય છે, તે પછી તે દેહમાંથી જેવો છુટે છે તેવુંજ તેનું વાસના લીંગ અંગુષ્ટ સ્વરૂપ છે તે યમકીંકર યમપુરીમાં લેઈ જઇ યમરાજાના સનમુખ ઉભો કરે છે તે સમે યમરાજા તેને ધિકારીને કેહે છે કે જા તારાં કર્મ પ્રમાણે તું ફળ ભોગવ. એમ કહી મુકી દે છે તેવોજ તે જીવ જ્યાં એના કર્મ પ્રમાણે વાસના બંધાઈ હોય છે ત્યાં તેવા ગર્ભમાં જઈ રહે છે. જેમકે કોઇ પ્રાણીને પોલીસ પકડીને ન્યાયાધીશ પાસે લેઇ જાય પણ તેનો લક્ષ જે પોતાનું વ્હાલું હોય છે અથવા જેનામાં જીવ લાગ્યો હોય છે તેમાંજ ચીત રહે છે. ફ્કત જેમ ખોળીયું કંઇ હોય ને જીવ કંઇ હોય તેમ તેનો લક્ષ પોતાના પ્રીયમાં હોય છે, તે પછી તેને ન્યાયાધીશ મુકી દે તેવોજ તે જ્યાં પોતાની મતી હોય છે ત્યાંજ તે જાય છે. એ રીતે જીવોનો લક્ષ ( મતી ) ક્રતી પ્રમાણે મરણ સમે થાય છે. તેથી તે જીવે ત્યાંજ વાસ પુર્યો એમ ગણાય છે શાથી કે તેનો લક્ષ જ્યાં ચોટયો છે ત્યાંજ તે જવાનો, માટે ત્યાં જાય છે એમ ગણાય છે. ને જમપુરીમાં એને લેઈ જાય છે તે પણ ખરૂ છે. એટલે જેમકે ઘણાક એમ કહે છે કે માહારૂં ખોળીયું અહીં છે ને મારો જીવ ફલાણે ઠેકાણે છે તેમ જીવ જમપુરીમાં પણ જાય છે ને તેમ બીજા ગર્ભમાં પણ લક્ષ રહેવાથી જાય છે એમ કેહેવાય છે. એજ તમારા પ્રશ્ણનો ઉત્તર છે.

---

## યમકીંકર વીષે પ્રશ્ણ ૫૦.

હે મહારાજ જીવ દશાના જે જીવ તેને તો જમ લઇ જાય છે. પણ કોઈ જીવ અધર્મ કર તો તેને જમપુરમાં કોણ લેઈ જતું હશે તે ક્રપા કરીને કહો.

### ઉત્તર ૫૦.

વ્યાસજી—વાહ ! આપણા રાજાની પોલીસમાંનો કોઈ ગુનો કરે છે ત્યારે તેને કોણ રાજા પાસે લેઈ જાય છે તે તમે સમજો એટલે આએ સમજાશે.

જીજ્ઞાસુ—હા માહારાજ સમજાયું, પોલીસનો માણસ ગુનો કરે છે તે પોલીસને તે પોલીસમાંનાને પોલીસમાંના પોલિસ પકડીને લઈ જાય છે. એ રીતે બરોબર છે કે તેવા કોઈ અધર્મી જમને બીજા જમ લઈ જતા હશે. એ માહારાથી સમજાયું. ને ઉત્તર થઇ ગયો.

---

## વેદ ચોર્યા વીષે પ્રષ્ણ ૫૧

હે મહારાજ મેં સાંભળ્યું છે કે, બ્રહ્માજીના વેદ શંખાસુર ચોરી ગયો તે વિષે મને એવી શંકા છે કે, એ વેદ ચોરી ગયો તે શું વેદનું પુસ્તક ચોરી ગયેલો ? જો વેદનુ પુસ્તક ચોરી ગયો તો તે વારે શું વેદનાં પુસ્તક હતાં ? જો પુસ્તક હતાં તો તો ચોરીને સમુદ્રમાં લેઇ ગયો હતો એમ સાંભળ્યું છે, તો તે પુસ્તકો સમુદ્રમાં તો પલળી જવાં જોઇએ. ને જો પલળી ગયાં હોય તો તે વેદ ફરીથી આ શ્રષ્ટીમાં હોવાં જોઇએ નહિ, તેમ છતાં હાલ વેદ છે, આ રીતે માહારી શંકા છે તે કૃપા કરીને શંકા ટાળો,

### ઉત્તર ૫૧.

વ્યાસજી—જુઓ ભાઈ બ્રહ્મા સુક્ષ્મ દેહનો પાઠ કરતા હતા તે સમે શંખાસુરે સંતાઈને ભણી લીધો, એજ ચોરી લીધો કેહેવાય છે, જેમકે કોઇ માણસ કોઇનું કાંઈ ચોરી લાવ્યો હોય છે ત્યારે તેને એમ કેહેવાય છે કે ફલાણો ફલાણાનું ફલાણું ભણી લાવ્યો છે, એટલે ચોરી લાવ્યો છે; અને ચોરી લીધું હોય તેને ભણી લીધું એમ શબ્દ વપરાય છે. અને ભણી લીધું એમ કેહેવાથી ચોરી લીધું એમ સમજાય છે. વળી વિદ્યા ભણી લે તેને વિદ્યાનો ચોર કેહેવાય છે એજ રીતે શંખાસુર બ્રહ્માના મુખથી વેદ ભણી ગયો તેથી તે ચોરી ગયો એમ કહ્યું છે. અને તે રીતે વેદ ચોરીને તે સીંધુમાં ગયો એટલે વેદ પલળ્યાની શંકા રેહેતી નથી. અને તે શંખાસુરને મારીને પ્રભુ વેદ પાછા લાવ્યા, એટલે જે નીચ જાત શંખાસુર, વેદ પાત્ર નોહોતો તેથી તે તેની પાસે ન રહેવો જોઇએ, માટે તેનો નાશ કર્યો એટલે એ નીચ જાતી પાસેથી વેદ પાછો લાવ્યા. ફક્ત આ રીતેજ બનેલું એ વિના અલંકાર આપી લાંબી વારતા કરેલી તે ઉપર દ્રષ્ટી નહી રાખતાં ફક્ત આ મુદ્દો સમજવો, વળી આ વિશે ઘણી વારતા કરીયે પણ ગ્રન્થ સંકોચનથી એજ ઉત્તર કર્યો છે.

---

## પુત્ર પુત્રી વ્યંઢળ વિષે પ્રશ્ન ૫૨.

સંવત ૧૯૪૬ ના માહા માસની શુકલ પક્ષ પુર્ણમીને દીવસે ગામ ખેડા મધે વ્યાસજી વલ્લભરામને, ગામ ભાટેરાના જોસી શંકરભાઈ ગરબડભાઈએ પ્રશ્ન પુછયું.

હે મહારાજ સ્ત્રીયોને ઉદરથી પુત્ર, પુત્રી, અને વ્યંઢળ એવાં જે અવતરે છે તેનું શું કારણ હશે, અને આ પ્રશ્ન મેં ઘણે સ્થળે પુછયું છે પણ તેનો મને કોઈ ઠેકાણેથી જોઇએ તેવો ઉત્તર મળ્યો નથી. માટે આપને પુછવું પડયું છે. તે કૃપા કરીને કહો.

### ઉત્તર ૫૨

વ્યાસજી—જુઓ ભાઈ આ પ્રશ્નનો ઉત્તર એવો છે કે, પુરૂષનું તથા સ્ત્રીનું એ બેઉનું વિર્ય સાથે ખળીત થવાથી ગર્ભ ધારણ થાય છે. તેમાં પુરૂષના વિર્યનો ભાગ વિશેષ હોય ને સ્ત્રીના વિર્યનો ભાગ થોડો હોય તેવાં બે વિર્યથી જે ગર્ભ રહે, તે ગર્ભથી પુત્રની ઉત્પત્તિ થાય છે. અને સ્ત્રીના વિર્યનો ભાગ વિશેષ હોય ને પુરૂષના વિર્યનો ભાગ થોડો હોય તેથી પુત્રી થાય છે. અને પુરૂષનું ને સ્ત્રીનું વિર્ય સરખે ભાગે હોવાથી વ્યંઢળ ઉત્પન્ન થાય છે જોશી બોલ્યો હે માહારાજ તમોએ ઉત્તર કર્યો તે સંભવિત છે પણ તમારા કહેવા પ્રમાણે થાય છે. તેનું પ્રમાણ શું !

વ્યાસજી—જુઓ ભાઇ આવાં આવાં પ્રશ્નો પુછશો ને તેનાં પ્રમાણો માગશો તે બધાં કયાંથી મળી આવશે ? નહિજ આવે, પણ જે ઉત્તર યથાર્થ ભાસતો હોય તેજ પ્રમાણ છે એમ જાણવું. તેમ છતાં આ પ્રશ્નના ઉત્તરનું પ્રમાણ મનુસમૃતિમાં તીજા અધ્યાયનો ઓગણપચાસમો શ્લોક છે તે જુઓ.

**શ્લોક.**

**पुमान्पुंसोऽधिकेशुक्रे, स्त्रीभवत्यधिकेस्त्रियाः ।**
**समेपुनान्पुस्त्रियौ, वा क्षीणेऽल्पेचविपर्ययः ॥**

આ શ્લોકનો અર્થ અમોએ જે ઉપર કહ્યો તેજ છે, માટે જુઓ ભાઈ પ્રમાણ સાથે આ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## મુમુક્ષુ તથા જીજ્ઞાસુ વિષે પ્રશ્ન ૫૩

**દોહરો.**

મુમુક્ષુ કોણ જાણીયે, જીજ્ઞાસુ જન કોણ,
મમ ગુરૂજી આપ છો, જેમ નર ગુરૂ દ્રોણ.

---

હે ગુરૂ મહારાજ મુમુક્ષુ કોને જાણવા અને જીજ્ઞાસુ કોને જાણવા તે કૃપા કરીને કહો.

## ઉત્તર ૫૩.

વ્યાસજી—જુઓ ભાઈ જે પ્રાણી મોક્ષને મારગે ચઢયો છે. તે મુમુક્ષુ છે. અને જે પ્રાણી ઘણી મતલબો જાણવાની ઈચ્છા રાખે છે તે જીજ્ઞાસુ છે. હવે તે બંનેનાં સ્વરૂપ જુદાં પાડીને સમજાવિએ તેમાં ધ્યાન દેજો, જુઓ કે જે પ્રાણી મોક્ષપદ જે પરમાત્મા તેના સ્વરૂપનું જ્ઞાન મેળવીને એટલે જાણીને મોક્ષને મારગે ચઢયો છે, અને તે સ્વરૂપ જાણીને તે જાણવાથીજ આનંદ ભોગવે છે તે પ્રાણી જીજ્ઞાસુ છે. અને જે પ્રાણી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરીને તે પદ પામવાનું યત્ન કરે છે તે મુમુક્ષુ ( મોક્ષનો ઈચ્છનાર ) મુમુક્ષુ છે, કેમકે જે જાણવાની ઇચ્છા રાખે છે તે સઘળા જીજ્ઞાસુ જાણવા, અને જે પ્રાણી જાણીને તે પદ પામવાને ઉપાસના કરે છે તેજ મુમુક્ષુ જાણવા. વળી બીજા કનીષ્ટ જીજ્ઞાસુ પણ હોય છે. તે કેવા કે જેમ આ ગ્રંથમાં ઘણાં એક પ્રષ્ણોના પુછવા વાળા છે તેઓએ પરમાત્માના સ્વરૂપને જાણવા સબંધી પ્રષ્ણો પુછયાં નથી, ને હીરણાક્ષ દંતપર પૃથ્વી લેઇ ગયો તે વિષે તથા કસ્યપની સ્ત્રીને વનસ્પતી થઈ તે શું, એવાં, એવાં જે પ્રષ્ણો છે તે મોક્ષનો હેતુ નથી, ફક્ત જાણવા જેવાં છે. ને તે જાણવાથી કાંઇ મોક્ષની પ્રાપ્તી થતી નથી એવાં જે પ્રષ્ણોના પુછવા વાળા જે પ્રાણી છે, તેને કનીષ્ટ જીજ્ઞાસુ જાણવા. અને પરમાત્માના સ્વરૂપ સબંધી જાણવાનાં જે પ્રષ્ણો પુછે તેને ઉત્તમ જીજ્ઞાસુ જાણવા. અને તે પરમાત્માના સ્વરૂપને જાણીને તે પદને પ્રાપ્ત થવા યત્ન કરવાની ઈચ્છા રાખનારાને મુમુક્ષુ જાણવા અને તેવા જે મુમુક્ષુ છે તેને ધન્ય છે, વળી પરમાત્માના સ્વરૂપ સબંધીના જીજ્ઞાસુ છે તેને ધન્ય છે. અને કથા પુરાણોનાં ભયાનક કે રૂચી વચનોના જે જીજ્ઞાસુ છે તે તો ઠીકજ છે, વળી તે કરતાં પુસ્તકોના આધાર વિનાની મતલબોનાં જે પ્રાણી પ્રષ્ણ કરી જીજ્ઞાસુપણુ બતાવે છે તેવાને ધીક્કાર છે. કેમકે પુસ્તકોના આધાર વિનાનાં જે કલ્પિત પ્રષ્ણ જેવાં કે કોઈ એમ પુછે કે દુરીયોધનના સસરાના દાદાના દાદાની સ્ત્રીનું નામ શું. આવી રીતનાં પ્રષ્ણોના પુછનારને નાસ્તીક અને મિથ્યા વિવાદી જાણવા, અને તેવાં પ્રષ્ણોથી કાંઈ લાભ પણ થતો નથી, વળી અજ્ઞાની જીવ એવાં પણ પ્રષ્ણો પુછે છે કે આ બધા વિશ્વમાં જીવ કેટલા હશે, વળી વૈકુંઠમાં કેટલા ચતરૂભુજ હશે વળી નર્કમાં વરસો વરસ કેટલા જીવ પડતા હશે. આવાં આવાં તે નીરાર્થ ( અર્થ વિનાના ) અને નીર્લાભી ( લાભ વિનાના ) પ્રષ્ણો પુછે છે. તેને કેવળ નાસ્તીક અને અધર્મી અને મીથ્યા માથા કુટીયો જાણવો. અને તેવાના

પ્રશ્નનો જવાબ પણ જ્ઞાની પુરૂષોએ દેવો જોઇએ નહી. આ વિષે મતલબ સાથે એજ તમારા પ્રશ્નનો ઉત્તર છે.

---

## મંત્ર વિનાના સ્મરણ વિષે પ્રશ્ણ ૫૪

દોહરો.

મુળ સ્વરૂપ સમજ્યા પછી, મુળ રૂપનું દે નામ;
નામ મંત્રની તુલ્ય છે, તો શું મંત્રનું કામ.

---

હે માહારાજ ઘણાએક સંપ્રદાયમાં મંત્રો આપે છે, તે મંત્રોના મતલબ તે પણ ઈશ્વરના આરાધનનાજ હોય છે, તો પછી તે મંત્રો જપવાથી શું વિશેશ છે, અને છુટાં છુટાં નામ જપવાથી શું ઓછું હોય છે, તે વિષે કૃપા કરીને કહો.

## ઉત્તર ૫૪.

વ્યાસજી—જુઓ ભાઈ લાડુ જમવાની ઇચ્છા હોય તે પ્રાણી છુટો પાશેર ગોળ ખાય, તે પછી છુટુ પાશેર ઘી ખાય, તે પછી એકલું શેકેલું ચુરમુ ફાકે તો તેમાં લાડુ જેવી મીષ્ટતા લાગે કે નહી, ને તે લાડુ જમ્યા જેટલું સુખ તથા ત્રપ્તી આપે કે નહિ ? આટલો અમોને જવાબદો.

જીજ્ઞાસુ—ના માહારાજ, એ તો એકલો ગોળ ખાઇએ ત્યારે એકલા ગોળનો સ્વાદ આવે, અને તે ગોળ લાડુમાં નાંખેલો ખવાય એકલો છુટો ખવાય નહી ને એકલો ખાતાં પ્રીય પણ લાગે નહી. તેમ ઘી એકલું ખાઇએ તો તે પણ એકલા ઘીનોજ સ્વાદ લાગે ને લાડુમાં નાંખેલું ખવાય તેટલું એકલું ખુશી સાથે નજ ખવાય, કદી ખાઇએ તો તે પ્રીય લાગે નહિ, તેમજ ઘી ગોળ વિનાનું છુટુ ચુરમુ ખાઇએ તો તે પ્રીય લાગે નહી, તેમ લાડુ જમ્યેથી ત્રપ્તી થાય છે તેટલી ત્રપ્તી પણ થાય નહી.

વ્યાસજી—જુઓ ભાઈ લાડુમાં ઘી છે; ગોળ છે, ને ચુરમુ છે, જુઓ કે તે પદાર્થ તો એનાં એજ છે, કાંઇ બીજાં નથી, પણ તે ત્રણેને ભેળાં કરીને લાડુ વાળેલો હોય છે તે અતી મીષ્ટ હોય છે તેમ તે જમવાથી ત્રપ્તી થાય છે. એજ રીતે મંત્રોમાં પણ પરમાત્માના નામનોજ મતલબ હોય છે, પણ લાડુની પેઠે તત્વ નામ ભેળાં કરેલાં હોય છે. તે મંત્ર માહા મીષ્ટ અને ત્રપ્તી દાયક થાય છે. માટે છુટાં છુટાં નામ જપવા કરતાં મંત્ર જપવો તે ઘણોજ મોક્ષ દાતા ત્રપ્તીકારક છે. માટે મંત્ર છે તેજ ઉત્તમ છે. એજ તમારા પ્રશ્ણનો ઉત્તર છે.

---

## પુન્ય વીષે પ્રષ્ણ. ૫૫

અમદાવાદના ઔદિચ બ્રાહ્મણ હરગોવન ઉત્તમરામે-વ્યાસજી વલ્લભરામને પ્રષ્ણ પુછયું.

### અર્ધચરણ દોહરો.

પુન્ય કરે તે પાછુ લેવા, અવતરવાની આશ;

---

હે માહારાજ મને એક સારા પુરૂશે એવો બોધ કર્યો કે પુન્ય કરવુંજ નહી, ને જો કરીએ તો તેનું ફળ લેવાને પાછો અવતાર લેવો પડે; કેમકે પુન્ય કરનારની પુન્યના ફળમાં વાસના રહી જાય છે. ને વાસના રેહેવાથી તે પુન્યના ફળના ભોક્તા થવા સારૂ જન્મ ધારણ કરવો પડે છે. એ વાત ખરી હશે. કે કેમ તે વીશે કૃપા કરીને કહો.

## ઉત્તર ૫૫.

વ્યાસજી—જુઓ ભાઈએ કેહેનારાનું કહેવું કેવળ અધર્મનું ને નાસ્તીક પણાનું છે. કેમકે ઘણા ગ્રન્થોને વિશે પુન્ય દાન કરવાને કહેલું છે. અને તે કહેવા પ્રમાણે ઘણા ઘણા પુરૂષોએ પુન્યદાન કરેલાં છે. તે પુન્યના કરવા વાળા દાતારમાં ગણાએલા છે. જેવો કે રાજા કરણ વિગેરે ઘણા દાનેશ્વરી થઈ ગયા છે, ત્યારે શું તે વાતે નહી સમજ્યા હોય ? ને શું તેમના કરતાં આપણ વિશેશ સમજણવાળા ઉત્પન્ન થયા ! ના. જુઓ ભાઈ ઉપર અધ ચરણ દોહરો કહ્યો છે તે કોઈએ કેવળ કળીયુગ રૂપે કહ્યો છે. કેમકે કળીયુગે રાજા પરીક્ષતની પ્રત્યે તથા રાજા નળની પ્રત્યે કહ્યું છે કે મારા વારામાં પુન્યનો માર્ગ બંધ કરીશ એજ વચનથી સાફ જણાય છે કે જેણે પુન્ય માર્ગ બંધ કરવાનો અર્ધચરણ દોહરો કરેલો છે. તે કળીયુગેજ કરેલો છે. હવે જો ભાઇ પુન્ય કરે તે પાછુ લેવા અવતરવાની આશ. એજ વચન તરછટ ખોટું છે. જુઓ કે જે પ્રાણી પરમાર્થ પુન્ય કરે છે તે આ વિશ્વમાં ફળની આશાએ એટલે પરજનમે પામવાના હેતુથી કરતો નથી. અને પરજનમે પામવાના હેતુથી જે કરે તે પુન્યનું નામ પરાર્થ છે, એટલે પર કેહેતાં બીજા જન્મને અર્થે કરે તે પરાર્થ છે. અને તે પરાર્થ પુન્યનો કરનાર તેનું ફળ લેવાની વાસના રાખે છે, ને વાસના રાખવાથી તે ફરી જન્મ ધરે છે. પણ જે પ્રાણી પરમાર્થ, એટલે પરમ અર્થને માટે કરે છે તે પ્રાણીને કરેલા પુન્યનું ફળ લેવા અવતરવું પડતું નથી. કેમકે તે તો પરમાર્થ એટલે પરમ અર્થને માટે કરે છે. અને પરમ કહેતાં સકળ વિશ્વથી જે શ્રેષ્ટ, તે શ્રેષ્ટમાં શ્રેષ્ટ મોક્ષ પદ પામવાને અર્થે જે પુન્ય કરે છે તે તો પરમ પદને પામે છે, કેમકે પુન્ય કરીને

પુન્યને બદલે પરમ પદ પામવાની ઈચ્છા રાખીને કરે છે. તેથી તે પુન્યનું નામ પરમાર્થ કેહેવાય છે, તે વીશે ભાવાર્થ પ્રકાશમાં જો. માટે જે પ્રાણી પરમાર્થે એટલે પરમ અર્થે પુન્ય કરે છે તે પરમ અર્થને પ્રાપ્ત થાય છે, અને તેને તે પુન્યનું ફળ લેવાની વાસના હોતી નથી ને તે પુન્યને બદલે પરમ પદ પામવાની વાસના હોય છે. તો પછી તે પરમાર્થ પુન્ય કરનારો પુન્યનુ ફળ પામવાને અવતરે એ વાત તરછટ ખોટી છે. માટે પુન્ય કરનારે પરમાર્થ પુન્ય કરવું એ સત્ય છે. અને પુન્ય નજ કરવું એવું કેહેનાર માહા નર્કનો અધિકારી છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

## રામનામથી પાશાણ તર્યા વીષે પ્રષ્ણ ૫૬.

વીસનગરના નાગર બ્રાહ્મણ બાઇ માહાકોર બેહેને વ્યાસજી માહારાજ વલ્લભરામને પ્રષ્ણ પુછ્યું.

હે માહારાજ રામ કથામાં એવું લખેલું છે કે પાશાણ ઉપર રામનાં નામ લખીને પાશાણ પાણીમાં મુક્યા એટલે તે પાશાણ સમુદ્રના પાણીમાં તર્યા. તો હાલ રામ નામ લખીને પાશાણ પાણીમાં મુકીએ છીએ તો પણ તે કેમ તરતા નથી. આ વીષે આપ કૃપાનીધી કૃપા કરીને ઉત્તર કરો.

## ઉત્તર ૫૬

વ્યાસજી—જુઓ બાઈ તમારા પ્રષ્ણનો એવો ઉત્તર છે કે, રામનું નામ પાશાણ પર લખવાથી પાશાણ તર્યા એ વારતા અસંભવિત છે. કદી કોઈ કવિ લખી ગયા હશે તો તે ભલે. અને લખ્યું હશે તો અજ્ઞાની જીવોને રામ-નામ ઉપર રૂચી થવાના હેતુથી રૂચી વચન લખ્યું હશે. પણ તે વાત સત્ય નથી, કેમકે કવી લોકો તો જેમ ફાવે તેમ લખે. જુઓ કે ગીરધર કૃત રામાયણમાં રામનામ લખેથી પાશાણ તર્યા નથી ને પાશાણ ઉપર નામ લખ્યાં નહોતાં એમ એ ગીરધર કવિ લખી ગયેલ છે. એ રીતે કવિ લોકો ગમે તેમ લખે તે ઉપર નહી જોવું અને જે પાશાણ તર્યા છે તે તો નળ નામના વાનરને માતંગ રૂશીનું વરદાન હતું તે વરદાનના પ્રતાપે તથા રામજીના પ્રતાપ બળ વડે કરીને અને પાણીમાં તરી શકે એવી જાતીના પાશાણના સ્વભાવે કરીને પાશાણો તર્યા છે પણ હાલના ઘણાએક પુરૂષો જગતને એમ કહે છે કે અલ્યા રામનામથી પાશાણ તરી ગયા છે તો તું પણ તરી જઇશ માટે રામનામ ભજ. તે એવા હેતુથી કહે છે કે અજ્ઞાની પ્રાણીનું હૃદય પાશાણ જેવું હોય તે પાશાણ જેવા પણ રામનામથી તરી જાય છે. એમ રૂચી થવા રૂચી વચન વાપર્યું છે. કેમકે અજ્ઞાની પ્રાણી જરાએ હરી ભજન કરતો ન

હોય તો તેણે કરીને રૂચી થાય. એવા હેતુથી કહે છે કે રામનામે તો પાશાણુ તર્યા છે. આ રીતે પાશાણુ તરી ગયાનું જે જ્ઞાની પુરૂષો કહે છે તે આમ સમજીને રૂચી થવા સારૂ કહે છે. એજ તમારા પ્રષ્ણનો ઉત્તર છે.

---

## પુરણદાસનું સંવાદ સાથે પ્રષ્ણ.

હે કૃપાનીધી જ્ઞાનદાતા જ્ઞાનસીંધુ, આપ જે જે પ્રષ્ણોના ઉતર કરો છો, તે સઘળા ઉત્તર ન્યાય ભરેલાને વિવેક સહિત કરો છો, અને સરવેની શંકા છેદીને માહા શાન્ત પમાડો છો, ને જેતે ઉત્તર આપો છો તે અતી શાન્ત પામી જાય છે, અને તેને ફરી તેમાં શંકા ઉત્પન્ન થતી નથી. પછી કોઈ દ્વેશ ભાવે આપનો ઉત્તર માન્ય ન કરે તો તેની ખુશી પણ આપે જે જે પ્રષ્ણોના જેવા જેવા ઉત્તર કર્યા છે. તેવા ઉત્તર કોઇ જ્ઞાની વિના વિદ્વાનથી થઈ શકનાર નથી. તે હું નીશ્ચે જાણુ છું. કેમકે ભાવાર્થ પ્રકાશ નામનો ગ્રંથ આપનો રચેલો છે તેમાંના કે આ ગ્રંથમાંનાં કોઇ પ્રષ્ણો વિદ્વાનને જઈ કોઇ પુછે છે તો તે વાતની ખબર પડે, કે આવા યથાર્થ ઉત્તરના દેવાવાળા હાલ થોડાજ હશે. માટે હે માહારાજ આટલા દીવસ અમે શ્રીહરીના ગુણ ગાયા છે. પણ હવે સમજ્યા.

વ્યાસજી—અરે પુરણદાસજી શ્રીહરીના ગુણને તમે સમજ્યા નથી ને ગુણ ગાયા છે કોહો છો પણ જો ગુણને સમજ્યા હોતો સાંભળો.

---

## અવતારી હરીના ગુણનું પ્રષ્ણ.

**નાથ કેસે ગજકો બંધ છોડાયો એ રાગ.**

કેવા ગુણના શ્રી હરીને ગાશો.
પુછું પ્રશ્ન તે કરો ખુલાસો; કેવા. ટેક.
અજાણ હોય તો અસુર આવતા, શે જાણ્યા તે જઈ હણિયા.
જાણ હોયતો સંદીપન પાસે, જાણુતા ત્યારે શું ભણિયા. કેવા. ૧
અમાન્ય હોય તો વિભીક્ષણ ઘેર, માન્ય મળે કરી દયા;
માન્યવાળા હોય તો વિદુર ઘેર, વણતેડે કેમ ગયા. કેવા. ૨
સારથી હોય તો રામ બાણના, મારથી કોણ ન થાકયો;
મારથી હોય તો સારથી થઈને, પાર્થ રથ કેમ હાંકયો. કેવા. ૩
નિરદય હોયતો ઓત્રાને ઉદર, કહો કેમ ગર્ભ ઉગાર્યો;
દયાળું હોયતો સુભદ્રા સુત, ભાણેજને શીદ માર્યો; કેવા. ૪

હારેલા હોયતો બાણાસુર સરખા, કેમ જીતે દૈત માઠા.
જીતેલા હોયતો જરાસનથી, કેમ કૃષ્ણજી નાઠા. કેવા. ૫
વિભીચારી હોયતો જમુનાયે, શા માટે મારગ દીધો;
બ્રહ્મચારી હોયતો વ્રજ વામાશું વિનોદ કોણે કીધો. કેવા. ૬
ગરીબ હોયતો સુદામાની, ભવ ભીડ કયાંથી ભાગી;
ગ્રહસ્થ હોયેતો બળીરાયને ઘેર, શા સારૂં ભીખ માગી. કેવા. ૭
સત્યપાળણુ હોયતો મંદાનું, સત્ય શાને લેઇ નાંખ્યું;
સત્ય છોડાવણુ હોયતો સત્ય, દ્રુપતીનું શીદ રાખ્યું. કેવા. ૮
શાંન્ત હોયેતો ગાળે શીશુપાળ, ક્રોધે મારી વાળ્યું સાટુ
તામશી હોયતો ભ્રગુરૂષીનું, કેમ ખમી રહ્યા પાટુ. કેવા. ૯
વચને વિલા હોયતો દડો લેવા, યુમનામાં નાગ ન નાથે;
વચની હોયતો ભીષ્મજી સામું, આયુધ શું ગ્રહ્યું હાથે. કેવા. ૧૦
જીવ સંહારણુ હોયતો માશીને, મારી શું બાળ ઉગારે;
પાળણુ હોયતો પાન્ડવમાં રહી, કૌરવ દળ ન સંહારે. કેવા. ૧૧
તસ્કર હોયતો મણી લાવિ આપી, કરી હરીએ શાહુકારી;
શાહુકાર હોયતો કેમ કેહેવાયા, માંખણચોર મોરારી. કેવા. ૧૨
કહો ભાઇ કેવા કહીએ હરીને, નિવારો સંદેહ સાચો;
ગોવિંદના ગુણનું જ્ઞાન નથી, ત્યાં લગી શેવક કાચો. કેવા. ૧૩
ભણ્યા ગણ્યાને ન જાણ્યા જથારથ, મોઢે કહે ગુણ ગાવું;
વ્યાસ પુરાણી ભેદ ભાગો તો, વદે વલ્લભ સંગ રડાવું, કેવા. ૧૪

## ઉત્તર.

### વ્યાસજી—એજ પ્રષ્ણના રાગનો રાગ.

ભાઈ પ્રષ્ણ પુછયું તેનો લ્યો ખુલાસો.
સુણતાં નિરસંશય થાશો, ભાઇ ટેક.
અજાણ નવ્ય કેવાય હરીને, પણ ભણવા કાજ ગયા,
સંદીપનનો સુત આપવા, વિદ્યાર્થી થઈ રહ્યા. ભા. ૧
અમાન્ય ઇશ્વર ન હોય કદી, પણ વણ માન્યે સધાર્યા;
વિદુરજીનો પ્રેમ હતો તે, પ્રેમને માન્યે પધાર્યા. ભા. ૨
સારથી ન હોય પણ અરજુનના, સારથીનું કામ કીધું:
રથ હાંકયો શેદેવના કહેવાથી, દ્વારીકાં જે વેણ દીધું. ભા. ૩

